અલ્લાહ ફરમાવે છે

" અને અલ્લાહને માટે લોકો ઉપર બૈતુલ્લાહની હજ્જ કરવી જે કોઇપર કે તેના તરફ માર્ગ (ના અસબાબ)ની શક્તિ રાખે અને જે કોઈ કુફ્ર કરશે તો બેશક અલ્લાહ બેપરવા સ્તુતી પાત્ર છે," સુરા આલે ઇમરાન ૩,૯૭

# જુબ્દતુલ મનાસેક.

અથવા

# હજજના મસલાનો સત્વ.

મુળ ઉર્દુથી ભાષાંતર કરી છપાવી પ્રસીદ્ધ કર્તા.

ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદેક

મુ. રાંદેર જીલ્લે સુરત.

રજબ સને ૧૩૨૧ હીજરી

કાંઠો-

# જુબ્દતુલ મનાસેક

## અથવા

# હજજના મસલાનો સત્વ

## ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્તા.

અલ્લાહ સર્વ જહાનના પાલનાર માટે તેની મખલુકની ગણતરી પ્રમાણે તથા તેની ખુશી પ્રમાણે તારીફ છે અને અમારા સરદાર, મખલુકના સરદાર અને રસુલોના સરદાર હજરત મોહમ્મદ ઉપર તથા તેમની આલ તથા તેમના અસહાબ તથા તેમના તાબેદારો તથા તેમના સર્વ દોસ્ત ઉપર દોરૂદ અને સલામ છે

હમ્દ અને સલામ બાદ અરજ કરવામા આવે છે કે આ રિસાલો "જુબ્દતુલ મનાસેક" કેટલાક દોસ્તોની ફરમાએશ તથા માગણીને લીધે તથા બાઇ મુસલમાનોના લાભને માટે રચાયો છે અને એના ઘણા મસલાઓ દુર્રે મુખ્તારના હાશી યા રદદુલ મોહતાર કે જે શામીના નામથી પ્રખ્યાત છે તેથી લખાયા છે વિશેશ કરી રિવાયતના ફેરફારમાં તેની તહકીક ઉપર આધાર રખાયો છે. અને એક્દદમો તથા ખાતેમો ફતહુલ કદીર તથા આલમગીરીયાથી લેવાએલો છે તો જો કંયે વિરૂદ્ધતા જણાએ, તો જલદીથી તેને ગલતી સમજે નહીં. અને હુ તો પોતાને ગલતીથી પવિત્ર ગણતો નથી. કારણ કે ભુલ ચુક થવી એ માણસની ટેવ છે. અને આ નિર્બળ તો માથાથી તે પગ સુધી ગલતીથી ભરેલો છે અને વિદ્યા શકિત (ઇસ્તેઅદાદ) પણ ઝાઝી રાખતો નથી. માટે જો કંઇ ગલતી જુએ તો ઇસ્લાહ સુધારે. અને અલ્લાહ તઆલા નેયતના પ્રમાણમા રચનારને ફરમાએશ કરનારાઓને અને સુધારનારાઓને અજર અતા કરે અને અલ્લાહ તઆલા તૌફીક આપનારો છે અને મદદગાર છે. તે મને બસ છે અને તે સારો વકીલ છે. ગુનાહોથી ફરવા ઉપર તથા નેકી કરવા ઉપર અલ્લાહ બોલંદ મોટા મરતબાવાળાની શકિત વગર કોઇ શકિત નથી.

જાણવું જોઇએ કે બૈતુલ્લાહની હજ્જ ફરજ છે અને તે ઇસ્લામનો એક રૂકન છે. એની ફરજીયત કુરઆન શરીફથી સાબેત છે, એની ફરજીયતનો નકાર કરનાર કાફેર થાએ છે. અને રસુલે મકબુલે (સલ) ફરમાવ્યું છે કે જે કોઇ હજ્જ કરવા ચાહે તેને જોઇએ કે તે જલદીથી અદા કરે. અને તેવણે ફરમાવ્યુ છે કે જે કોઇ વગર હજ્જ કરે મરશે અને તે મક્કે સુધીના ખરચ તથા સવારીનો માલેક હશે અને તે કોઇ જાલેમ બાદશાહની કેદમાં કે જઇ નહીં શકે તેવી બીમારીમા ફસેલો ન હશે તો તેને જોઇએ કે તે યહુદી થઇને મરે અગરજો ચાહે તો નસારો થઇને મરે. અલ્લાહ અમને તથા સર્વ મુસલમાનોને નજાત આપે. તો જોઇએ કે હજ્જ ફરજ થયા પછી અદા કરવામાં ઢીલ કરે નહી પણ જલદીથી અદા કરે વાર લગાડનારો ફાસેક તથા ગુન્હગાર થશે.

અને હજ્જ ને આગ્નાદ નં'દોઉગ્ન આકેલ બાલેગ મુસલમાન ઉપર ફરજ થાએ છે કે જે જરૂરી હાજતો સિવાઇ એટલો માલ રાખતો હોએ કે સવાર થઇને જઇને પાછો આવે અને જેનો ખરચ એને માથે હોએ તેને આવવા સુધીનો આપે.

જ્યારે હજ્જનો ઇરાદો કરે તો મુસ્તહબ છે કે પ્રથમ આ વાતનો ઇસ્તીખારો કરે કે કયે ભાગે કયા દીવસે ચાલે, સવારી બાડે લે કે ખરીદે ફલાણાને સાથે જાએ કે ફલાણાને, અને એ સિવાઇ એવી તરેહની બીજી બાબતોમા ઇસ્તીખારો કરે. નહીં તો હજ્જ કરવામા ઇસ્તેખારાની જરૂરત નથી. જેમકે મશહુર છે, "દર-કારે ખેર હાજતે ઇસ્તેખારા નેસ્ત"* અને એવીજ રીતે નાજાએજ કામને છોડવામા ઇસ્તેખારો કરે નહી. પણ તરત તોબા કરે, અને તે કામ છોડી દે. અને ઇસ્તેખારાનો તરીકો આ છે. પ્રથમ બે રકઅત નફલ પડે. પેહલી રકઅતમા અલ્હમ્દ પછી કુલયા અને બીજીમા કુલ હોવ-લ્લાહ પડવી બેહતર છે સલામ ફેરવ્યા પછી અલ્લાહ તઆલાની તારીફ બયાન કરીને દોરૂદ શરીફ પડીને દોઆ માસુરા પડે તે આ છે—અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખીરોક બેઇલમેક વ અસ્તકદેરોક બે કુદરતેક વ અસઅલોક મિન ફઝલેકલ અઝીમ ફઇન્નક તકદેરો વલા અકદેરો વ તઅલમો વલા આલમો વ અન્ત અલ્લામુલ ગોયુબ. અલ્લાહુમ્મ ઇન કુન્ત તાલમો અન્ન હાજલ અમર ખૈરૂલ્લી ફી દીની વ મઆશી વ આકેબતે અમરી ફકદદેરહો લી વ યસ્સેરહો લી સુમ્મ બારેક લી ફીહે વ ઇન કુન્ત તાલમો અન્ન હાજલ અમર શર્રૂલ લી ફી દીની વ મઆશી વ આકેબતે અમરી ફસરેફ હો અન્ની વસરેફની અન્હો વકદોર લેયલ ખૈર હૈસો કાન સુમ્મ રદ્દેની બીહી[1] ફરી ઇસ્તેખારો કર્યા બાદ સર્વ ગુનાહોથી તોબા કરે અને જે કાંઇ કોઇનુ હક્ક કોઇ પણ તરહનુ એના ઉપર હોએ તેને અદા કરે. અને દુશમનોથી તથા જેઓથી મામલો હોએ તેઓથી માફ કરાવે અને જે ઇબાદત ફોત થઇ હોએ તેની કઝા કરે. અને જો કોઇ હક્ક વાળો મરી ગયો હોએ તો તેના વારેસોને આપે. અને જો કોઇ વારેસ નહીં જણાએ તો ખેરાત કરે કે જેથી આખેતરમા જખીરો રહે. અને જો બદની હક્ક હોએ (માલનુ હક્ક નહોએ) તો માફ કરાવે અને જો તે મરી ગયો હોએ તો તેને માટે ઇસ્તીગફાર કરે અને હજ્જનો ખરચો હલાલ માલથી લ્યે કારણ કે હરામ માલથી હજ્જ કબુલ થતી નથી આલમગીરીયામા કાજીખાનથી લખાએલુ છે કે જે કોઇ હજ્જનો ઇરાદો કરે અને તેના માલમા શુબ્હ હોએ તો તે કરજ લઇને હજ્જ કરે અને ફરી પોતાના તે માલથી કરજ અદા કરે. અને સાથી સારો માણસ મેળવે કે દીન દુન્યાની બાબતોમા તે તેનો મદદગાર રહે. અને સગા કરતાં પારકાની સાથ કરવી ઘણી સારી છે કે જેથી સગાઇ તુટે નહીં અને કીરાયાદારને અસબાબ પ્રથમથી દેખાડે, તેની વગર રજાએ તેથી વધારે લાદે નહીં અને જાનવર ઉપર તેની શકિત ઉપરાત અસબાબ ચહડાવે નહી અને તેના ઘાસ દાણાથી ગફલત કરે નહી. અને હજ્જની સફરને વેપારની નેયત મોટાઇ, અને નામદારીથી ચોખી રાખે. અને જો

---

* અર્થ—સારા કામમા ઇસ્તેખારો કરવાની કશી જરૂર નથી ગુ૦ મો૦

[1] અર્થ—ઓ અલ્લાહ હુ તારા જાણવાને લીધે તારી પાસેથી ભલાઇ માગુ છું, અને તારી શક્તિને લીધે તારાથી (સારા કામની) શક્તિ માગુ છુ અને તારા મોટા ફઝલને લીધે તારાથી માંગણી કરૂ છું કારણ કે ખચીત તુ શક્તિ ધરાવે છે અને હુ શક્તિ રાખતો નથી અને તુ જાણે છે હુ જાણતો નથી અને તુ પોશીદા વસ્તુઓનો જાણનાર છે ઓ અલ્લાહ જો તુ જાણતો હોય કે આ કામમાં મારે માટે મારા દીનમા, મારા ગુજરામા, અને મારા કામની અન્જામમાં બેહતરી છે તો તુ તેને મારે માટે ઠેરવ અને તે મને સેહલુ કર ફરી તેમા મને બરકત આપ અને જો તું જાણતો હોય કે આ કામ મારે માટે મારા દીનમાં મારા ગુજરામા, અને મારા કામની આખરમાં બુરાઇ છે તો તુ તેને મારાથી દુર રાખ. અને મને તેનાથી દુર રાખ. અને જયા કેંયે મારો લાભ હોય તે મારે માટે ઠેરવ ફરી તેથી તુ મને ખુશ રાખ" દોઆ કરતાં "હાજલ અમર" તથા "અન્હુ" (અર્થ આ કામ તથા તે મારે માટે) ના શબ્દો બોલતી વેળા પોતાની મતલબને દીલમાં ધ્યાન રાખે ગુ૦ મો૦

વેપાર પણુ કરી લેશે તો પણુ કઇ નથી પણુ છોડવો બેહતર છે. અને માર્ગમાં બેહુદા નકામા અને નાજાએજ કામોથી બચતો રહે અને ભાર બોજથી રહે અને ગુસ્સો કરવાથી બચતો રહે અને બરદાશત કરતો રહે અને અલ્લાહની યાદ ઘણી કરતો રહે. અને ખાવા પીવામા ભાગ કરે નહી * અને સફરમા અસબાબ ખરીદતા ખરાબ ચાલ કે ફરેબ કરે નહી. અને શરૂ મહીનામા જુમેરાત કે પીરનના પ્રથમ વખતમા સફર કરવી બેહતર છે. અને સગાંઓ અને દોસ્તોથી રૂખસત થાએ અને તેઓથી હકકો તથા કસુર માફ કરાવે અને તેઓથી ભલાઇની દોઆ ચાહે. અને રૂખસત થતી વેળા આ પઢે અસતવદેઓકોમુ—લ્લાહ લ્લજી લા યોઢીઓ વદાએઅહુ[2] અને જ્યારે ઘરથી નીકળવાનો ઇરાદો કરે તો બે રકઅત નફલ પઢે. અને જ્યારે દરવાજા પાસે આવે તો ઇન્ના અનજલના પઢે. અને ઘરથી જ્યારે નીકળે ત્યારે કાંઇ સદકો ખેરાત કરે અને આયતુલ કુરસી પઢે અને કહે. અલ્લાહુમ્મ ઈન્ની અઊજો બેક અન અહિલ્લ અવ ઓઝલ્લ અવ અજીલ્લ અવ ઓજલ્લ અવ અજલેમ અવ ઉજલમ અવ અજહલ અવ ઊજહલ અલૈય અલ્લાહુમ્મ અન્ત–સ્સાહેબો ફીસ્સફરે વલખલીફતો ફીલ અહલે અલ્લાહુમ્મ ઈન્ની અઉજો બેક મિનદ ઢીકતે ફીસ્સફરે વ કઆબતીલ મુન્કલબે અલ્લાહુમ્મ–કબેદ લનલ અરદ વ હવ્વેન અલૈન--સ્સફર[3] જ્યારે સવાર થએ તો રેકાબમાં પગ મુકીને બીસ્મીલ્લાહ કહે જ્યારે સવાર થેઇ જાએ તો "અલ હમ્દો લિલ્લાહ સુબહાન લ્લજી સખ્ખર લના હાજા વમા કુન્ના લહુ મુકરેનીન વ ઈન્ના ઇલારબ્બેના લમુનકલેબુન[4] પઢીને અલ હમ્દોલિલ્લાહ ત્રણવાર અને અલ્લા; હો અકબર ત્રણવાર લાએલાહ ઇલ્લ--લ્લાહ એકવાર પઢીને કહે સુબ્હાનક ઇન્ની જલમતો નફસી ફગફેરલી ઇન્નહુ લા યગફેરૂજ જોનુબ ઇલ્લા અન્ત[5] જો પહાડ ડુંગર ઉપર ચહડે તો અલ્લાહો અકબર[6] કહે જ્યારે નીચે ઉતરે સુબ્હાનલ્લાહ[7] કહે જો જગલમાં જવું થાએ તો લા એલાહ ઈલ્લ-લ્લાહો વલ્લાહો અકબર[8] કહે અને જ્યારે કીશતીમા સવાર થાએ તો બિસ્મીલ્લાહે મજરેહા વ મુરસાહા ઇન્ન રબ્બિ લ ગફુરૂ- રહીમ વ મા કદરૂ--લ્લાહ હક્ક કદરિહી વલ અરદો જમીઅં કબદતોહુ યવમલ કિયામતે વસ્સમાવાતો મતવીયાતું બેયમીનિહી સુબ્હાનહૂ વ તઆલા અમ્મા યુશરેકુન[9] પઢે કે એનું પઢવુ ડુબવાથી અમન છે. જો જાનવર મસ્તી કરે તો તેના કાનમાં આ પઢે

---

*કારણ કે તઠા ફેસાદથી સારી રીતે બચારો અને આ બેહતરીને માટે. છે અને જો વીસી કરશે તો પણ દુરસ્ત છે. ગુ. મો

૨ અર્થ—હુ તમને ખુદાને સોપુ છુ કે જે સોંપેલી વસ્તુઓને નાશ કરતો નથી. ગુ. મો.

૩ અર્થ—ઓ અલ્લાહ હુ તારી પનાહ લઉ છુ આથી કે હુ ગુમરાહ થાઉ અથવા ગુમરાહ કરાયો જાઉ, અથવા હુ ફીસલી જાઉ અથવા ફીસલવાયો જાઉ અથવા હું જુલમ કરૂ અથવા હુ જુલમ કરાયો જાઉ અથવા હુ જહાલત કરૂ અથવા મારા પર જહાલત કરાઇ જાય ઓ અલ્લાહ તુંજ સાથી સફરમા છે અને ખલીફો અહલમાં છે. ઓ અલ્લાહ હું તારી પનાહ લઉ છુ સફરમાં સખ્તીથી તથા બુરી હાલતમા પાછા ફરવાથી ઓ અલ્લાહ તુ અમારે માટે પૃથ્વીને કબજે કર અને અમારા પર સફરને આસાન કર ગુ. મો.

૪ અર્થ—સર્વ તારીફ અલ્લાહને માટે છે પાકી છે તેને કે જેણે અમારે માટે આને તાબે કર્યું અને અમો એને માટે શક્તિ રાખનાર નહોતા. અને અમો અમારા પરવરદીગારની તરફ પાછા ફરનાર છીએ. ગુ. મો

૫ અર્થ—પવિત્રાઈ છે તને બેશક મે મારા જીવ પર જુલમ કર્યો છે, તો તુ મને બક્ષ કેમકે તારા સિવાઇ કોઇ ગુનાહોને બક્ષતો નથી ગુ. મો.

૬ અર્થ—અલ્લાહ સર્વથી મોટો છે. ગુ. મો.

૭ અર્થ—ખુદાને પવિત્રાઈ છે, ગુ. મો.

૮ અર્થ—અલ્લાહ સિવાય કોઇ પુજ્ય નથી. અને અલ્લાહ સર્વથી મોટો છે. ગુ મો.

૯ અલ્લાહના નામથી એનુ ચાલવુ છે અને એનું ઠેરાવુ છે બેશક મારો પરવરદીગાર જરૂર બખશનાર રહમકર્તા છે. અને અલ્લાહની જેવી રીતે કદર કરવી જોઇએ તેવી કદર તેઓએ કરી નથી અને જમીન પુરેપુરી કેયામતને દીવસે તેના કબજામાં છે. અને આસમાનો તેના સીધા હાથમાં લપેટાએલા છે. પવિત્રાઈછે. તેને અને જે ચીજને તેઓ શરીક કરે છે તેથી તેને બોલંદી છે. ગુ. મો

અઝ્ઝૈર દીની-લાહે યબગુન વ લહૂ અસ-લમ મન ફીસ્સમાવાતે વલ અરદે તૌઅં વ કરહં વ ઇલૈહે યુરજઉન[10] અને જ્યારે કોઇ શેહેર દેખાએ અને તેમા જવુ હોએ તો કહે અલ્લાહુમ્મ રબ્બ-સ્સમાવાતિ-સ્સબએ વમા અજલલન વ રબ્બલ અરદીન વમા અકલલન વ રબ્બશ્શયાતીન વમા અદલલન વ રબ્બર રૈયાહે વમા જરૈન ફ ઇન્ના નસઅલોક ખૈર હાઝીહીલ કરયતે વ ખૈર અહલેહા વ નઊઝો બેક મિન શર્રેહા વ શર્રે અહલેહા વ શર્રે માફીહા,[11] અને જ્યારે તેમા દાખલ થવા લાગે તો આપદે અલ્લાહુમ્મ બારેક લના ફીહા[12] ત્રણવાર. અલ્લાહુમ્મ -રઝોકના જનાહા વ હબ્બેબના એલા અહલેહા વ હબ્બેબ સાલેહી અહલેહા ઇલૈના[13] અને જ્યારે મનઝેલ કરે તો અઊઝો બેકલેમાતી--લ્લાહીત તામ્માતે મિન શર્રે મા લખક[14] કહે તો ત્યાંથી ઉપડવા સુધી કોઇ ચીજ ઇનશા અલ્લાહો તઆલા નુકસાન કરશે નહી. જ્યારે સાંજ પડે અને રાત થાએ તો આવી રીતે કહે. યા અરદો રબ્બિ વ રબ્બોક-લ્લાહો અઊઝો બિલ્લાહે. મિન શર્રેકે વ શર્રે મા ખોલેક ફીકે વ શર્રે મા યદુબ્બો અલૈકે વ અઊઝો બિલ્લાહે મિન અસદીવ વ અસવદ વ મિનલ હૈયતે વલ અકરબે વ મિન શર્રે સાકેનીલ બલદે વ મિન વાલેદીવ વ માવલદ[15] અને સવારના કહે સમેઅ સામેઉન બે હમ્દીલ્લાહે વ નેમતેહી વ હુસ્ને બલાએહી અલૈના રબ્બના સાહેબના વ અફ્દેલ અલૈના આએજ બિલ્લાહે મિનન્નાર[16] અને જે જગ્યા ખોફ કે ડર હોએ ત્યા લેઇલાફનુ પઢવુ દરેક બલાથી અમન છે. અલ્લાહ ખુબ જાણે છે

તુ જાણ કે હજ્જ ત્રણ તરેહ કરે છે. એક તો ફકત હજ્જ અને એને ઇફ્રાદ કહે છે. અને એ હજ્જના કરનારને મુફ્રેદ કહે છે બીજી કેરાન છે કે હજ્જ તથા ઉમરા બનેને એક એહરામમા એકઠા કરીને અદા કરે અને એ હજ્જ કરનારને કારેન કહે છે ત્રીજી તમત્તોઅ છે કે પ્રથમ હજ્જના મહીનાના ઉમરો અદા કરે ફરી તેજ સફરમા વગર ઘેર ગએ તેજ વર્ષમાં હજ્જનો એહરામ બાંધીને હજ્જ કરે અને એ હજ્જ કરનારને મોતમત્તેઅ કહે છે અને ત્રણે તરેહમાંથી કોઇ પણ અદા કરશે તો માથેથી ફરજ અદા થશે. પણ હનફી મઝહબમા તમત્તોથી કેરાન અફ્જલ છે અને ઇફ્રાદથી તમત્તો અફ્જલ છે અને આ ત્રણે જુદી જુદી કસલમા લખાશે અને હજ્જના મહીના શવ્વાલ અને ઝીલકદ પુરા અને ઝીલ હ-

---

૧૦ તો શુ અલ્લાહના દીન સિવાઇ બીજુ દીન તેઓ ચાહે છે અને જુઓ તો જે કોઈ આસમાન તથા જમીનમા છે તેઓ ખુશી નાખુશીથી તેના તાબેદાર થયા છે અને તેના તરફ ફેરવાશે ગુ મો

૧૧ અર્થ—એ અલ્લાહ સાતો આસમાનના અને જે પર તેઓ છાયા કરે છે તેના પરવરદીગાર, અને જમીનોના તથા જેને તેઓ ઉઠાવે છ તેના પરવરદીગાર, અને શેતાનોના તથા જેને તેઓ ગુમરાહ કરે છે તેના પરવરદીગાર અને હવાઓના તથા જેને તેઓ ઉડાવે છે તેના પરવરદીગાર અમો તારાથી આ ગામની બેહતરી તથા આ ગામવાળાઓની બેહતરીન માગીએ છીએ અને એની બુરાઇથી તથા એ ગામ વાળાઓની બુરાઇથી તથા એમા જે છે તેની બુરાઇથી અમો તારી પનાહ લઇએ છીએ ગુ મો

૧૨ અર્થ—એ અલ્લાહ અમને એમા બરકત આપ ગુ મો

૧૩ અર્થ—એ અલ્લાહ તું એના ફળનુ રીજક અમને આપ અને એ ગામવાળાઓ આગળ અમને પીયારા કર અને અમારી આગળ એ ગામવાળાઓના સારા માણસોને પીયારા કર. ગુ મો

૧૪ અર્થ—અલ્લાહના સ પુરણ શબ્દોની જે ચીજ તેણે ઉત્પન્ન કરી તેની બુરાઇથી પનાહ લઉ છુ ગુ. મો

૧૫ અર્થ—એ પૃથ્વી તારો પરવરદીગાર અને મારો પરવરદીગાર અલ્લાહ છે તારી બુરાઇથી તથા તારામા જે ઉત્પન્ન થયુ છે તેની બુરાઇથી તથા જે તારાપર ચાલે છે તેની બુરાઈથી હુ અલ્લાહની પનાહ લઊ છુ અને વાઘ તથા કાળા સાપથી અને સાપ તથા વીંછુથી અને આ ગામના રેહવાસીઓથી તથા જણાવનાર તથા જે જણેલા તેની બુરાઇથી હુ ખુદાની પનાહ લઊ છુ ગુ મો

૧૬ અર્થ- સાંભળનારાએ સાંભળ્યુ ખુદાની સારી તારીફ કરવાને, અને તેની નેઅમતના તથા અમારા ઉપરના તેની નેઅમતની ખુબીના એકરારને એ અમારા પરવરદેગાર તુ અમારો મદદગાર થા અને અમારાપર ફજલ કર અલ્લાહની પનાહ લઊ છુ અગ્નિથી ગુ. મો

જના પ્રથમના દસ દીવસ કહેવાએ છે. જો હજ્જનુ કોઇ કામ આ મહીનાઓથી પ્રથમ કરશે તો પુરતુ ગણાશે નહી અને હજ્જનુ એહરામ શવવાલથી પેહેલા બાધવુ મકરૂહે તહરીમી છે અગર જો એહરામમા મના થએલા કામોને નહી કરવાનો ભરોસો હોએ. અને જે જગ્યાથી વગર એહરામ બાધે મક્કે જનારને આગળ વધવુ હરામ છે તેને મીકાત કહે છે તો હિન્દુસ્થાનથી જનારને યલમલમની સિદ્ધમાં દરયામાં એહરામ બાધવુ પડે છે અને તે જગ્યા માલમ કપતાન બતાવે છે અને મદીના મોનવ્વરાથી આવતા જુલ હોલેફાથી એહરામ બાંધવુ પડે છે. જો કોઇ મક્કા જનારો મીકાતથી અથવા તેની સિધ્ધની જગ્યાથી વગર એહરામ બાધે આગળ વધશે તો ગુનેહગાર થશે કરી તે હજ્જ માટે જતો હોએ કે બીજી કોઇ જરૂરતે અને જો એહરામમા મના થએલી વસ્તુમા ઘણા દીવસ વીતવાને લીધે પડવાનો અદેશો નહોએ તો મીકાત આવવા પેહેલાંથી એહરામ બાધવુ અફ્જલ છે. અને એહરામમા મના થએલી વસ્તુઓનુ બયાન આગળ આવશે ઇનશાઅ-લ્લાહ અને જો કોઇ શખ્સ ખુદ મીકાતપર અથવા મીકાત અને હરમની હદની વચ્ચે રેહતો હોએ તો તેને વગર એહરામે મક્કામા જવુ દુરૂસ્ત છે પણ જો હજ્જ કે ઉમરા માટે જશે તો તેને પણ વગર એહરામે જવુ હરામ છે અને તેની મીકાત હરમની હદ તથા મીકાતની વચ્ચે છે અને જે કોઇ મક્કા શેહેરમા અથવા હરમની હદમા રેહતો હોએ તે જો હજ્જ કરે તો હરમમાથી એહરામ બાધે અને મક્કાની મસજેદે હરામથી બાધવુ મુસ્તહબ છે અને જો ઉમરો કરે તો હિલ્લથી એટલે હરમની હદ બહારથી એહરામ બાધીને આવે.

હવે સમજવું જોઇએ કે મક્કા શેહેરની ચોતરફ હદ છે કે હજરત જીબરઇલે (અલે) હજરત ઇબરાહીમ (અલે)ને તે જગ્યા બતાવી હતી. અને હજરત ઇબરાહીમે તે જગ્યા નિશાન કરી હતી. ફરી હજરત સરવરે આલમે (સલ) તે નિશાનીયોને નવેસરથી બનાવી હતી. ફરી હજરત ઉસમાને (રદી) ફરી હજરત મોઆવીયાએ (રદી) તે નિશાનીયોંને બનાવ્યા કરેલી, અને આ હદ જદ્દાની તરફ દસ માઇલ છે અને કોઇ તરફ ત્રણ માઇલ છે અને કોઇ તરફ સાત કોઇ તરફ નવ માઇલ છે. આ હદની અંદર શીકાર કરવો તથા લીલી ઘાસ લાકડી તોડવી હરામ છે અને એ હદની અંદરની જમીનને હરમ કહે છે મક્કા શેહેર પણ હરમ છે અને એ હદોથી બહાર (પણ મીકાતથી અંદર જે છે તેને) હિલ્લ કહે છે વલ્લાહો તઆલા આલમો.

## ફેસલ ૧

## ઇહરામના બયાન વિષે.

તુ જાણ કે હજ્જમા ત્રણ ફરજ છે એક એહરામ બાધવુ બીજુ અરફાતમા થોભવુ ત્રીજુ તવાફે ઝયારત અને હજ્જના વાજેબ છે (૧) મુજદલફામા થોભવુ (૨) સફા મરવાની વચ્ચે દોડવુ (૩) જમરાઓને કાકરી મારવી (૪) બહારવાળાઓને તવાફે સદર (વદાગરીનો તવાફ) કરવો (૫) માથાના વાલ મુડાવવા અથવા કતરાવવા અને (૬) કારેન તથા મોતમત્તેનુ જુબહ કરવું અને એ સિવાઇ જે ચીજના છોડવાથી જુબ્હ કરવુ વાજેબ થાએ છે તે પણ વાજેબ છે જેમ કે આગલ જણાશે અને સુનત તથા મુસ્તહબ એ મસલાઓની વચ્ચે જણાશે. અને જે ચીજનું છોડવુ મકરૂહ છે તે પણ સુનત છે.

હવે મુફરેદ જયારે એહરામ બાંધે તો એહરામના તરીકો આ છે કે પ્રથમ વોજુ કરે અને જો ગુસલ કરે તો ઘણું બેહતર છે. અને મુસ્તહબ છે કે નખ લે મુછો કતરાવે દુટી નીચેના વાળ લે અને જો માથુ બોડાવવાની આદત હોએ તો માથુ પણ મુંડાવે અને નહી તો કાસકી ફેરવીને વાળ સવારે અને જો પોતાની સ્ત્રી સાથે હોએ અને કઇ ઉજર ન હોએ તો જીમા પણ કરે. ફરી ગુસલ અથવા વોજુ પછી લુંગીને દુટીથી તે ગુંટણ સુધી બાધે અને એક ચાદર ઓડે. અને લુગીને જો દોરી કે દુગમાથી બાધશે તો તેને દમ કે સદકો આપવો પડતો નથી. પણ એ સારૂ નથી. અને જમણો ખાથો ખુલો રાખીને જમણી બગલની નીચે લઇને ચાદરને ડાબે ખાંધે નાખીને ચાદર ઓડવી એને ઇહતેબા

કહે છે, તે હયાં સુંનત નથી. પણ જેમ ઓડાય છે તેમ ઓડે અને માથાને તથા મોહને ખુલ્લા રાખે. અને સુનત છે કે બે કપડા નવા અથવા ધોએલા પાક સુફેદ હોએ. જો એક કપડામાં અથવા ત્રણ કપડામાં અથવા કાળા (કે કોઇ બીજા રંગના) કપડામા એહરામ બાધશે તો પણ દુરસ્તછે. અને મુસ્તહબ છે કે બદન તથા કપડાને ખુશબો લગાડે. પણ જે ખુશબો કે લગાડવા પછી તેનું તન (જીરમ) બાકી રહે તેવી ખુશબો કપડાને લગાડે નહીં. અને બદનને દરેક તરેહની ખુશબો લગાડવી સુંનત છે. ફરી જો મકરૂહ વખત નહોએ તો સુંનત છે કે બે રકઅત નફલ નમાજ પડે પેહેલી રકઅતમા અલ હમ્દો પછી કુલયા પઢવી અને બીજીમા કુલ હોવલ્લાહ પઢવી બેહતર છે. નહીં તો જે સુરત ચાહે તે પઢે. સલામ ફેરવ્યા પછી કહે "**અલ્લાહુમ્મ ઇન્ની ઓરીદુલ હજ્જ ફયસ્સેરહો લી વ તકબ્બલહો મિન્ની**[17] ફરી હજ્જની નૈયતથી તલબીયા * કહે. અને જણાની એહરામમા અલ્લાહનુ કોઇ પણ જીકર કરવુ ફરજ છે અને હદીસ શરીફમાં આવેલી તલબિયા કેહવી સુનત છે. અને તે આ છે. **લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક લબ્બૈક લાશરીક લક લબ્બૈક ઇન્નલ હમ્દ વન નેઅમત લક વલ મુલક લા શરીક લક**[18] એમાથી કોઇ શબ્દ ઓછો કરવો મકરૂહ છે. અને હદીસ શરીફમા આવેલા શબ્દોને શરૂમા કે આખરમા વધારવા મુસ્તહબ છે દાખલા તરીકે જેમકે આ વધારે **લબ્બૈક એલાહલ ખલકે લબ્બૈક**[19] અથવા આ વધારે **લબ્બૈક વ સાદેક વલ ખૈરો બેયદૈક લબ્બૈક વર રગબાઓ એલૈકે વલ અમલો લબ્બૈક**[20] અને જો હદીસમાં નહી આવેલા શબ્દોને શરૂમાં કે આખરમાં વધારશે તો પણ દુરસ્ત છે. પણ વચમા વધારો કરે નહીં. અને તલબીઆ બોલંદ અવાજથી કેહવી મુસ્તહબ છે, પણ ઘણું ચીખવુ જોઇએ નહીં. અને મસજીદમાં એટલી જોરથી નહીં કહે કે નમાજીયોને હરકત થાએ, અને જ્યારે કહે તો ત્રણ વાર સાથે કેહવુ મુસ્તહબ છે વચમાં વાત કરે નહીં. જો કોઇ સલામ કરે તો જવાબ આપે, પણ એવી હાલતમા સલામ કરવી મકરૂહ છે. ફરી ત્રણવાર તલબીયા કહીને આહિસ્તાથી દોરૂદ શરીફ પઢીને જે ચાહે તે દોઆ કરે પણ આ દોઆ હદીસ શરીફમા આવેલી છે "**અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોક રેદાક વલ જંનત વ અઊજો બેક મિન ગઝબેક વન્નાર**[21] અને હાલતોના ફેરફાર વખતે જેમકે સવાર થતાં ઉતરતાં સવારીને ફેરવતા અથવા ઉંચી જગ્યાએ ચડતાં કે નીચે ઉતરતા ફજર થતાં આખ ખુલતા તથા ફરજ કે નફલ નમાજો પડવા પછી કાફલાથી મુલાકાત થતા તથા દરેક હાલતમાં તલબિયા કેહવી મુસ્તહબ છે. અને તલબિયા જેમ વધારે કેહવાય તેમ અફજલ છે. મતલબ કે જ્યારે હજ્જની નૈયતથી તલબીયા કહી કે એહરામ બંધાય જાય છે. અને નમાજની તકબીરે તહરીમાની જેમ આ હજ્જનુ પેહેલુ ફરજ છે,

અને એહરામમા હજ્જની નૈયતથી ફકત જીકર કરવુ ફરજ છે. અને તેના કપડા કહાડવાં બે રકઅત નમાજ પઢવી ખુશબો લગાડવી વગેરે ચીજો એ મુસ્તહબ સુંનત અને વાજેબ છે. અને જો અણસમજ બચ્ચા તરફથી એહરામ બાધે તો તેના કપડાં ઉતારીને લુગી પેહરાવીને તેની તરફ-

---

17 અર્થ—ઓ અલ્લાહ હુ હજ્જનો ઇરાદો કરૂ છુ તુ તેને મારાપર આસાન કર અને તેને મારા તરફથી કબુલ કર. ગ્રા મો

* તલબીયા એટલે લબ્બૈક કેહવુ જેનુ બયાન આગળ આવે છે ગ્રા૦ મો૦

18 અર્થ—હાજર છુ હુ તારી ખીજમતમા ઓ અલ્લાહ હાજર છુ હુ હાજર છુ તારો કોઇ ભાગયો નથી હું હાજર છુ બેશક સર્વ તારીફ તથા નેઅમત તારે માટે છે અને મુલક તારોજ છે તારો કોઇ ભાગયો નથી ગ્રા મો

19 અર્થ—હુ હાજર છુ તારી ખીજમતમા ઓ મખલુકના માબુદ હુ હાજર છુ. ગ્રા મો

20 અર્થ—હુ હાજર છુ તારી ખીજમતમાં હુ હાજર છુ અને હુ તેયાર છુ અને સર્વ ભલાઈ તારા હાથમા છે હુ હાજર છુ અને રગબત (વલણ) તારી તરફ છે અને સર્વ અમલ તારી પાસે આવે છે હુ હાજર છું તારી ખીજમતમા ગ્રા. મો.

21 અર્થ—ઓ અલ્લાહ હુ તારી પાસે તારી ખુશીને તથા જનતને માગુ છુ અને તારા ગજબથી તથા અગ્નિથી તારી પનાહ લઉ છુ ગ્રા. મો

થી લબ્બૈક કહે અને એ એહરામમા મના થએલા કામોથી તેને બચાવતો રહે. અને જો કોઇ મના કામ બચ્ચાથી થશે તેથી કઇ આપવુ લાગુ પડતુ નથી, ન બચ્ચાને અને ન તેના વાલીને. અને આતરીકો એહરામ જોઆનીનો છે. અને આજ બેહતર છે અને એહરામ ફ્રેઅલીનો તરીકો કિતાબોમાં લખાયલો છે. હયા લખવાની કઇ જરૂરત નથી.

જ્યારે એહરામ બાંધી રહેલો તો જીમા (સ્ત્રી મીલાપ) તથા જીમાને લાગતી બાબતો ચુમન ગળે વળગવું વગેરે તથા સ્ત્રીઓ આગળ જીમાની વાતો કરવી અલ્લાહ તઆલાની નાફરમાની કરવી ઝગડો લડાઇ કરવી ખુશ્કીના શિકાર કરવા શિકારીને ખુલ્લી રીતે કે ઇશારાથી બતાવવુ શિકારીને મદદ કરવી છરી કે ભાલો વગેરે પકડીને, તથા ખુશબો લગાડવી નખ તથા વાળ કપાવવા, માથું મોહ ઢાકવુ થોડુ કે ઘણું આ સર્વ કામ તજી દે. અને ખુશબો અથવા ખુશબોદાર મેવો સુગવો મકરૂહ છે. અને જો નાક ઉપર હાથ રાખશે તો કાંઈ ડર નથી. અને તકયા ઉપર માથુ કે ગાલ રાખવો દુરસ્ત છે પણ ઉધા થઇને તકયા ઉપર પેશાની મુકવી મકરૂહ છે. અને માથા ઉપર કપડુ રાખવું તે ઢાકવાના કાયદામા છે અને માથા ઉપર કપડાની પોટલી કે ખુનચો રાખવો દુરસ્ત છે. જો કાબાના પરદા નીચે આવે ને માથાને કે ચેહરાને પરદો લાગે તો મકરૂહ છે. અને જો નહીં લાગે તો કશી હરકત નથી. અને માથાને તથા દાઢીને ખતમી (ગુલેખેરૂ)થી ધુએ નહીં પણ સાબુ તથા ઉશ્નાનથી ધોવુ દુરસ્ત છે. અને આખોનુ પડવાળ કડાવવુ દુરસ્ત છે. અને સિવેલા કપડા જેમકે કુડતો ઇજાર તથા પાગડી ટોપી મોજા પેહેરે નહીં અને સિવેલા કપડાને વાપરવાની રીત પ્રમાણે નહીં પણ બીજી રીતે પેહેરે જેમકે કુડતાને ચાદરની તરેહ ઓડે તો દુરસ્ત છે, પણ છોડવું બેહતર છે. જોડા નહોએતો મોજાને કદમની વચ્ચેથી કાપીને પેહેરે અને કપડું ખુશબોદાર ચીજમા રંગાયુ હોએ તો તેને પેહેરવું દુરસ્ત નથી. પણ જો તેને ધોએ અને ખુશબો જતી રહે તો દુરસ્ત છે. અને હમ્મામમાં જવું દુરસ્ત છે. પણ મેલને ગરમ કે સરદ પાણીથી દુર નહીં કરે, એ મુસ્તહબ છે. જો નહાએ તો પાકી કે ઠંડકની નીયતથી નહાએ. અને તંબુ કે શુગદુફના સાયામા આવવું દુરસ્ત છે પણ તે માથાને કે ચેહરાને લાગે નહીં જો લાગશે તો મકરૂહ થશે. અને હમયાણી (વાસલી) તથા કમરપટો બાંધવો હથયાર બાંધવા તથા અંગુઠી પેહેરવી તથા વગર ખુશબોનો સુરમો લગાડવો દુરસ્ત છે. અને ખુશબોવાળો સુરમો એક બે વાર લગાડવાથી સદકો આપવો પડે છે. અને વધારેવાર લગાડવાથી જુબહ કરવુ પડે છે. અને ખતના કરાવવી તથા ફસદ ખોલાવવી તથા વગર વાલ બોડાવે રૂમણી બેચાવવી તથા દાડ કડાવવી તથા ભાગેલા આજાને બાંધવો દુરસ્ત છે. અને જો રૂમણી બેચાવવામા વાલ મુડાવશે તો દમ આપવુ પડશે. માથું ખજવાલવુ દુરસ્ત છે પણ જો વાલ તુટવાની કે ખુન નીકળવાની બીક હોએ તો નરમીથી ખજવાલે આ મસલાઓની બાકીની તફસીલ જીનાયાતની ફસલમા આવશે ઇનશા અલ્લાહ

જયારે હરમમા દાખલ થાએ તો જો બની શકે તો ખુલ્લે પગે ચાલતો ચાલે એ મુસ્તહબ છે. અને ચેન તથા ભાર બોજની સાથે ઘણી ઇસ્તીગફાર તથા દોઆ કરતો ચાલે. ફરી જયારે મક્કામા દાખલ થાએ તો દીવસના દાખલ થવુ તથા જહુન એટલે મક્કાની કબરસ્થાનના માર્ગથી કે જેને બાબુલ મોઅલ્લા કહે છે ત્યાંથી દાખલ થવું મુસ્તહબ છે. અને મક્કામાં દાખલ થવા માટે ગુસલ કરવુ સુંનત છે. અને મક્કાથી નીકળવુ બાબુસ સુફલાથી મુસ્તહબ છે. ફરી મક્કામાં દાખલ થઇને પોતાના અસબાબનો બંદોબસ્ત કરીને પ્રથમ મસજેદે હરામમાં આવે અને બાબુસ્સ સલામથી મસજેદમા દાખલ થવું મુસ્તહબ છે. તલબિયા કેહતાં નરમાઇ તથા તવાજોથી બૈતુલ્લાહની બુજુરગી ધ્યાનમા રાખતાં દાખલ થાય. પ્રથમ જમણો પગ દાખલ કરે અને પઢે.

અલ્લહુમ્મ--ફ્તહ લના અબવાબ રહમતેક વ સહહેલ અલૈના અબવાબ રિજકેક[૨૨]

અને દોરૂદ શરીફ પઢે. જયારે બૈતુલ્લાહ ઉપર

૨૨ અર્થ—ઓ અલ્લાહ તુ અમારાપર તારી રહમતના દરવાજા ખોલ અને તારા રિજકના દરવાજા અમારા પર સેહલા કર ગુ. મો

નજર પડે તો અલ્લાહો અકબર લાએલાહ ત્રણ ત્રણવાર કહે અને બૈતુલ્લાહને જોતી વેળા દુઆ માગે, કારણ કે એ કબુલીયતનો વખત છે. અને બૈતુલ્લાહને જોતી વેળા હાથ ઉપાડવા (રફાયદેન કરવુ.) હદીસ શરીફની કેટલીક રિવાયતોમાં સિદ્ધ થયા છે જેમ કે ફતહુલ કદીરમા લખાયલું છે તો હયા પણ રફાયદેન મસનુન થવુ જોઇએ. અને આ વખતમા દોરુદ શરીફ પડવુ અને હદીસ શરીફની દોઆ પડવી બેહતર છે તે આ છે. અલ્લાહુમ્મ અન્તસ સલામ વ મિન્કસ સલામ ફહયેના રબ્બના બિસ્સલામ અલ્લાહુમ્મ ઝીદ બૈતક હાજા તાઝીમ વ તશરીફ વ તકરીમં વ મહાબત વ ઝીદ મંહજ્જહુ અ વેઅતમર તશરીફ વ તકરીમ વ તાઝીમં વ બિરર[23] અને જો ચાહે તો બીજી દોઆ પડે કારણ કે હયા તથા હજ્જની બીજી જગ્યામા કોઇ દોઆ ખાસ નીમાએલી નથી જેમાં વધારે ખુદા તરફ દીલ લાગે તે પડે ફરી મસજીદમા આવીને જો નમાજ ફવત થવાની કે જમાઅત ફોત થવાની કે વિત્ર કે સુનત મોઅક્કદા જતી રેહવાની બીક ન હોએ તો પ્રથમ તવાફ કરે પણ જો એમાના કોઇની ફોત થવાની બીક હોએ તો તેને પ્રથમ અદા કરે તે પછી તવાફ કરે.

તવાફ કરવાની રીત આ છે બૈતુલ્લાહની સામે જે તરફ હજર અસવદ છે ત્યા એવી રીતે ઊભા રહે કે તેનો જમણો ખાંધો હજર અસવદના ડાબા કીનારાની બરાબર થાએ અને આખો હજર અસવદ તેની જમણી બાજુએ રહે ફરી તવાફની નેયત કરીને જમણી તરફ જરા ચાલે કે હજર અસવદની બરાબર સામે થાએ. અને જાણવું જોઇએ કે તવાફની નેયત દીલમા કરવી ફરજ છે જો તવાફની નેયત વગર બૈતુલ્લાહની ચોતરફ સાતવાર ફરશે તો તવાફ ગણતરીમા આવશે નહીં ફરી હજર અસવદને સામે ઉભા રહી ને જેમ નમાજમા હાથ ઉચકે છે તેમ હાથ ઉચકીને કહે. બિસ્મી-લ્લાહે અલ્લાહો અકબર લાએલાહ ઇલ્લ-લ્લાહો વ લિલ્લાહિલ હમ્દ વસ્સલાતો વસ્સલામો અલા રસુલિ-લ્લાહે અલ્લાહુમ્મ ઇમાન બેક વ વફાઅં બે અહદેક વ-તેબાઅં લે સુન્નતે નબીયેક મોહમ્મદીન સલ્લ-લ્લાહો અલયહે વ સલ્લમ[24] અને હજર અસવદની સામે થયા પેહેલા તથા તકબીર કહવા પહેલા હાથ ઉઠાવવા બિદઅત છે. પણ તકબીરની સાથે હાથ ઉઠાવે ફરી હાથ છોડીને ઇસ્તીલામ કરે. એટલે બને હાથની હથેલીયોને હજર અસવદ ઉપર મુકીને પોતાના મોંહને બને હાથોની વચ્ચે રાખીને આહીસ્તાથી ચુમે ચટાખો મારવો જોઇએ નહી અને કેટલાકની નજદીક બોસા પછી હજર અસવદ ઉપર માથુ મુકવાનુ ફરી બીજે બોસો અને ફરી સિજદો ફરી ત્રીજો બોસો અને ફરી ત્રીજો સિજદો કરવો, પણ મુસ્તહબ છે અને ઇસ્તીલામ સુનત છે પણ જો ભીડને લીધે ધકાધકી થતી હોએ અને કોઇને ઇજા અપાતી હોએ તો છોડી દે, કારણકે ઇજાનુ છોડવુ વાજેબ છે અને જો એવી રીતે ઇસ્તીલામ કરી નહી શકે તો બંને હાથજ હજર અસવદ ઉપર મુકે. જો બને હાથ મુકી નહીં શકે તો એક હાથ મુકે પણ એક હાથ મુકવામા જમણો હાથ મુકવો બેહેતર છે ફરી હાથ ઉપાડીને પોતાના હાથને ચુમે જો હાથ પણ ન મુકી શકે તો લાકડી અથવા બીજી કોઇ ચીજથી હજર અસવદને અડકીને ફરી તે ચીજને ચુમે જો ભીડને લીધે એ પણ થઇ ન શકે તો બંને હાથને કાનો સુધી ઉચકીને બને હાથની હથેલીને હજર અસવદની તરફ રાખે અને હાથની પીટને મોહ તરફ રાખે. જાણે હજર અસવદ ઉપર

---

23 અર્થ—એ અલ્લાહ તુ સલામતી આપનાર છે અને તારાથી સલામતી છે તો એ અમારા પરવરદીગાર તુ અમને સલામતીને સાથે જીવતા રાખ એ અલ્લાહ તુ તારા આ ઘરનો માન મરતબા ઇજત તથા મહીમા વધાર અને જે એની હજજ કરે અથવા ઊમરો કરે તેનો માન મરતબા ઇજજત અને નેકી તુ વધાર ગ્રા. મો

24 અર્થ—અલ્લાહના નામથી અલ્લાહ સર્વથી મોટો છે અલ્લાહ વગર કોઈ પુજય નથી અને સર્વ તારીફ અલ્લાહને માટે છે અને દોરુદ તથા સલામ રસુલુ-લ્લાહ ઉપર છે એ અલ્લાહ હુ તારાપર ઇમાન લાવવાને તથા તારા અહદને પુરો કરવાને તથા તારા નબી હજરત મોહમ્મદ [સલ]ની સુનતની તાબેદારીને માગુ છું ગ્રા. મો

રાખયા છે. અને તકબીર તહલીલ જે બયાન થઇ છે તે પઢીને ફરી હાથોને ચુમે ઇસ્તીલ્લામ પછી વાજેબ છે કે જમણી તરફ દરવાજા તરફ ચાલે કે બૈતુલ્લાહ ડાબા ખાધાની તરફ રહે. અને વાજેબ છે કે હતીમને પણ તવાફમા લ્યે. હતીમ અને બૈતુલ્લાહની વચ્ચેથી નીકળે નહી. કારણ કે હતીમ પણ બૈતુલ્લાહમા દાખલ છે. જો વચ્ચેથી નીકળશે તો તે ગણત્રીમા આવશે નહી એટલુજ નહીં પણ ફરીથી તવાફ કરવો પડશે ફરી જો માત્ર હતીમનો સાતવાર તવાફ કરશે તો પણ ખોટ પુરાશે જ્યારે તવાફ કરતા રૂકને યમાનીયે પુગે કે જે દક્ષણની તરફનુ ખુણ છે તો તેને પણ ઇસ્તીલામ કરવુ મુસ્તહબ છે. અને રૂકને યમાનીનુ ઇસ્તીલામ આ છે કે ફકત બને હાથ અથવા જમણો હાથ તેને લગાડે. અને ડાબો હાથ લગાડવો કે ચુમો આપવો, કે હયા સિજદો કરવો જોઇએ નહી, અને ભીડની વખતે ઇશારો પણ હયા કરવો જોઇએ નહીં. અને આ બને જગ્યા સિવાય કોઇ બીજા ખુણાને કે દીવારને ઇસ્તીલામ કરવો મકરૂહ છે ફરી જ્યારે ચોતરફ ફરીને હજર અસવદ ઉપર આવે તો ઉપરવ વર્ણાંયા પ્રમાણે ફરી ઇસ્તીલામ કરે. પણ હાથ પેહેલીજ વાર ઉઠાવવાના છે ફરી હાથ ઉઠાવે નહીં જેમકે ફતહુલ કદીરમા તહકીક થઇ છે અને હજર અસવદથી તે હજર અસવદ સુધી આ એકવાર ફરવાને શૌત કહે છે જો કોઇ ડાબા તરફ તવાફ કરશે અથવા તવાફ કરતા બૈતુલ્લાહની તરફ પીઠ કે ચેહરો કરીને તવાફ કરશે અથવા શોરૂ તવાફ હજર અસવદ વગર બીજે કેથેથી કરશે તો જયા સુધી મક્કામા હશે તવાફ ફરીથી કરવો જોઇએ જો ઘર ચાલ્યો આવશે અને તવાફ કીધો ન હશે તો દમ વાજેબ થશે. અને હજર અસવદથી અગર જો તેનો એક ભાગ હોએ તવાફ શોરૂ કરવો વાજેબ છે. પણ આખા બદનનું હજર અસવદ ઉપરથી ગુજરવુ જેમકે તવાફ કરવાની રીતમા બયાન થયુ છે એ મુસ્તહબ છે. મતલબ કે એવી રીતે સાત શૌત કરે. અને સાતે શૌત કર્યા પછી ફરી આઠમો ઇસ્તીલામ કરે. અને ઇસ્તીલામ કરવો સુંનતે મોઅક્કદા છે.

જો કોઇ જાણી બુજીને આઠમો શૌત ફરશે તો છ શૌત મેળવીને સાત પુરા કરવા વાજેબ થશે અને જો સાતમો ધારીને કર્યો હશે તો કંઇ હરજ નથી. જો ફરજ કે વાજેબ તવાફ કરતાં શૌતની ગણતરીમા શુબ્હ પડે તો નવેસરથી શોરૂ કરવો જોઇએ. પણ નમાજનો મામલો એથી ઉલટો છે તેમા વધુ ધારના ઉપર આધાર રખાય છે એવીજ રીતે નફલ કે સુનત તવાફમાં પણ જો શક હોએ તો વધુ ધારના ઉપર આધાર રખાય છે. જો તવાફ કરતાં ફરજ નમાજની તકબીર (એકામત) થાએ. તો જો રકઅત જવાની બીક હોય તો તવાફ મુકીને નમાજ પઢે. ફરી તે જગ્યાથી આવીને તવાફ પુરો કરે. એવીજ રીતે જો વોજુ તુટવાથી જાએ અથવા જનાજાની નમાજે જાય તો ફરી આવીને ત્યાથી પુરો કરે. પણ જો ચાર શૌતથી કમ કરીને ગયો હોય તો નવેસરથી કરવો અફજલ છે અને જો ચાર શૌત બાદ ગયો હોય તો ત્યાથી બાકીનો પુરો કરે. અને વગર જરૂરતે ચાલ્યા જવુ મકરૂહ છે. જો જશે તો આવીને બાકીના શૌત પુરા કરે. અને જો સફા મરવાની સઇ કરતાં જશે તો તેનો પણ એવોજ હાલ છે. મસલ (દાખલા તરીકે) જો નમાજ કે વોજુ કે જનાજાની નમાજની જરૂરતે જશે તો દુરૂસ્ત છે અને જો વગર જરૂરતે જશે તો મકરૂહ છે. પણ દરેક હાલમા બાકીને પૂરો કરે. અને તવાફની હાલતમાં ખાવું અને વેચ ખરીદ મકરૂહ છે. અને પીવું મોબાહ છે અને સઇમા વેચ ખરીદ મકરૂહ છે, અને તવાફ તથા સઇમા અલ્લાહની યાદ અફજલ છે. અને મસઅલાની વાતચીત કરવી તથા કુરઆન શરીફની તિલાવત કરવી દુરૂસ્ત છે અને તવાફ કરતા તલબિયા કહે નહીં અને રૂકને યમાની તથા હજર અસવદની વચ્ચે જે જીકર હદીસ શરીફમાં આવેલુ છે તે આ છે **રબ્બના આતેના ફીદ્દુન્યા હસનતં વ ફીલ આખેરતે હસનતં વ કેના અઝાબન નાર**[૨૫] અને હજર અસવદતથા હતીમની વચ્ચે પણ હજરતે (સલ) એજ પઢી છે. અને તવાફ કરતાં આ દોઆ પણ આવેલી છે. **અલ્લાહુમ્મ કન્નેઅની બેમા રઝકતની**

૨૫ અર્થ—ઓ અમારા પરવરદીગાર તુ અમને દુન્યામાં ખુબી આપ અને આખેરતમાં ખુબી આપ અને અમને અગ્નિના અઝાબથી બચાવ. ગુ. એ.

**વ બારેક લી ફીહે વખલોફ્ અલા કુલ્લે ગાએબતીલ લી બે ખેર લાએલાહઈલ્લિલ્લાહો વહદહુ લા શરીક લહુ લહુલ મુલકો વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર** [26] તવાફની હાલતમા દોઆ કબુલ થાએછે

જ્યારે સાત શોત તવાફના કરી રહે તો મકામે ઇબરાહીમની પાસે આવીને બે રકઅત નફલ અદા કરે અને તે પછી આદમ (અ૦) વાળી દોઆ પઢવી મુસ્તહબ છે અને તે આ છે **અલ્લાહુમ્મ ઇન્નક તાલમો સિરરી વ અલા નેયતી ફકબલ મઅજેરતી વ તઅલમો હાજતી ફઅતેની સોઅલી વ તઅલમો મા ફી નફસી ફગફેરલી જોનુબી અલ્લા હુમ્મ ઇન્નીઅસ્અલોક ઇમાન યોબાશેરો કલબી વ યકીન સાદેક હત્તા આલમો અન્નહુ લં યોસીબની ઇલ્લા મા કતબતહુ અલય ફઅરદેની બેમા કસમતહુ લી યા જલ જલાલે વલએકરામ** [27] અને આ તવાફનો દોગાનો દરેક તવાફ પછી ફરી તે ફરજ હોએ કે નફલ હોએ તે વાજેબ થાએ છે અને ખાસ મેકામ એટલે એવી રીતે તે દુગાનો પઢવો કે મકામે ઇબરાહીમ નમાજ પઢનાર અને બૈતુલ્લાહની વચ્ચે હોએ એ મુસ્તહબ છે, અને એ સર્વથી અફજલ જગ્યા છે તે પછી બૈતુલ્લાહની અંદર તે પછી હતીમમા મીજાબની નીચે ફરીહતીમમા મીજાબની પાસે ફરી બાકીની હતીમમા ફરી બૈતુલ્લાહની પાસે બીજે તરફ ફરી આખી મસજીદે હરામ ફરી આખુ હરમ બરાબર છે અને હરમથી બહાર મકરૂહ છે પણ અદા થઇ જાએ છે અને આ દુગાનામા કુલયા તથા કુલ હોવલ્લાહ પઢવી મુસ્તહબ છે અને તવાફ દરેક વખતે દુરુસ્ત છે અગર જો મકરૂહ વખત હોએ પણ આ દુગાનો તે વખત પઢે નહીં સબર કરે જ્યારે મકરૂહ વખત નીકળી જાએ ત્યારે આ દુગાનાને પઢે આ દુગાનાને તવાફની સાથેજ પઢવો જોઇએ. મકરૂહ વખતના ઉજર સિવાઇ દેરી કરવી મકરૂબ છે. તો જો અસર પછી તવાફ કર્યો હોય તો મગરેબની ફરજ પઢીને પ્રથમ તવાફનો દુગાનો પઢે તે પછી મગરેબની સુનત પઢે જો મકરૂહ વખતમા દુગાનો પઢશે તો કરાહીયતની સાથે દુરુસ્ત થશે. પણ મકરૂહ વખતના ગુજર્યાં પછી ફરીથી તેને પઢવો બેહતર છે અને જો આફતાબ નીકળવાને વખતે કે જવાલને વખતે કે ડુબવાને વખતે પઢો હશે તો તે ગણતરીમા આવશે નહી ફરીથી પઢવો વાજેબ છે અને દુગાનાનો ફાસલો કર્યા વગર બે તવાફને સાથે કરવા મકરૂહ છે પણ જો મકરૂહ વખત હોએ તો કઇ હરકત નથી ત્યારે મકરૂહ વખત જતો રહે તો દરેક તવાફને બદલે બે બે રકઅત અદા કરે તવાફનો દોગાનો પઢીને જમજમના કુવા ઉપર જઇને જમજમનુ પાણી પીવુ મુસ્તહબ છે એ દોઆ કબુલ થવાની જગ્યા છે દોઆ કરે. ફરી ત્યાથી હજર અસવદ અને દરવાજાની વચ્ચેની દીવાર જેને મુલતજમ કહે છે તેને વલગીને દોઆ કરે એ જગ્યા પણ દોઆ કબુલ થવાની છે અને કેટલાક કહે છે કે પ્રથમ મુલતજમની પાસે આવે ફરી તવાફનો દુગાનો પઢે ફરી જમજમની પાસે જાએ અને આ સેહલો માર્ગ છે અને અફજલ લખેલો છે આ તવાફનુ નામ તવાફે કોદુમ છે. બહારવાળાને સુનત છે, પણ જે મક્કામા રહે છે અને મીકાત

---

૨૬ અર્થ—ઓ અલ્લાહ જે તે મને આપ્યુ તેના પર મને કનાઅત કરનાર કર અને તેમા મને બરકત આપ અને તુ ખલીફો થા અમારી દરેક ગાએબ થનારી વસ્તુ ઉપર ભલાઇની સાથે અલ્લાહ સિવાઇ કોઇ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઇ ભાગયો નથી તેનોજ મુલક છે અને તેનેજ માટે સર્વ તારીફ છે અને તે દરેક ચીજપર શક્તિવાળો છે ગુ૦ મો૦

૨૭ અર્થ—ઓ અલ્લાહ તુ મારા છીપાને તથા જાહેરને જાણે છે તો તું મારા ઉજરને કબુલ કર અને તુ મારી ગરજને જાણે છે તો તુ મારી માગણીને આપ અને મારા જીવમા જે છે તેને તુ જાણે છે તો તુ મારા ગુનાહોને બખશ ઓ અલ્લાહ હુ તારી પાસે ઇમાન માગુ છુ કે જે મારા દીલની સાથે લાગેલુ રહે અને સાચી યકીનને જેથી હુ જાણીશ કે જે કાંઇ તે મારેમાટે લખેલુ છે તે સિવાઇ મને કદી કાંઇ પુગશે નહી તો જે ચીજ તે મારે ભાગે નાખી હોય તેથી તુ મને ખુશ રાખ ઓ બુજુરગી અને એકરામવાળા ગુ૦ મો૦

ઉપર રહે છે તેઓ ઉપર સુંનત નથી. અને જેકોઇ ઉમરો કરવા આવે તેના પર પણ તવાફે કોદુમ નથી

જો મુફરેદે આવીને તવાફ કર્યો અને તવાફે કોદુમની નૈયત નહીં કરી ફકત તવાફની નૈયત કરી અથવા બીજા કોઇ તવાફની નૈયત કરી તો પણ તવાફે કોદુમજ થશે તેની નૈયતથી કઇ થશે નહીં અને આ તવાફનો વખત મક્કામા દાખલ થયા પછીથી તે અરફામા ઠરવા સુધી છે જો અરફામા વોભવુ શરૂ કર્યું તો એનો વખત જતો રહ્યો.

હવે જાણવુ જોઇએ કે સફા મરવાની સઇ કરવી વાજેબ છે અને અફજલ આ છે કે તવાફે ઝીયારત પછી સઇ કરે , અને જો તવાફે કોદુમની સાથે કરી લેશે તો એ દુરસ્ત છે તો જો તવાફે કોદુમ પછી કરવી હોએ તો તવાફે કોદુમ કરવાથી જરા આગલ ઇદતેબાઅ કરે અને આગલા ત્રણું શોતમા રમલ પણ કરે અને રમલ આ છે કે ચાલવામા ઝડપથી જલદી અને જોરથી કદમ ઉપાડે અને કદમને પાસે પાસે રાખે. અને ખભાને ખુબ હલાવ તો જાય. અને જે તવાફની બાદ સઇ કરવાની છે તેમા રમલ તથા ઇદતેબાઅ સુનત છે અને જે તવાફ પછી સઇ નથી તેમા એ સુનત નથી. અને જો બીડને લીધે રમલ કરી ન શકે તો ધીરજ રાખે, જ્યારે જગ્યા મળે ત્યારે તવાફ કરે. અને જો એક બે શોત કર્યા બાદ બીડ થાએ તો રમલને છોડી દે, અને વગર રમલે પુરો કરે કે જેથી શોતોમા તુકડા પડે નહી. જો રમલ કરવાને ભુલી ગયો તો જો એક શોત પછી યાદ આવે તો બે શોતમા રમલ કરે જો ત્રણ શોત કરી રહયો ને ફરીયાદ આવે તો રમલ કરે નહીં. કારણ કે જેવી રીતે આગલા ત્રણ શોતમા રમલ સુનત છે તેવીજ રીતે પાછલા ચાર શોતમા રમલ છોડવું પણ સુનત છે. જો કોઇ સાતે શોતમા રમલ કરશે તો સુનત છોડવાને લીધે મકરૂહ છે અને તવાફથી ફારેગ થયા પછી ઇદતેબાઅને કાઢી નાખે અને તવાફના દોગાનાને ખાંધો ઢાકીને પડે. કારણ કે ઇદતેબાઅ આ જગ્યા વગર કેથે સુનત નથી. વળી જાણવું જોઇએ કે સઇ તવાફને તાબે છે. અને સઇ સહી થવા માટે તવાફનું આગળ થવું છે. જો કોઇ તવાફ કરતા સઇ પ્રથમ કરશે તો સઇ ગણુતરીમા આવશે નહી તવાફ કર્યા પછી સઇને દોહરાવવી વાજેબ છે. અને તવાફ પછી તરત સઇ કરવી વાજેબ નથી પણ તવાફની લગોલગ સઇ કરવી સુનત છે. જો ઉજર કે થાકને લીધે થોભી જશે તો કઇ હરકત નથી. પણ વગર ઉજરે વાર લગાડવી મકરૂહ છે

જ્યારે આપે જમજમ પીને સઇ કરવા ચાહે તો હજર અસવદ ઉપર જઇને એક ઇસ્તીલામ કરે. અને બયાન થયા પ્રમાણે **અલ્લાહો અકબર લાએલાહ ઇલ્લ-લ્લાહ** કહે. અને આ નવમો ઇસ્તીલામ તવાફ પછી સઇ કરે તો, જેમ રમલ તથા ઇદતેબાઅ મુસ્તહબ છે, તેમ એ મુસ્તહબ છે ફરી સફાના દરવાજાથી બહાર નીકળે. કારણ કે બને જહાનના સરદાર (સલ) એ દરવાજાથી તશરીફ લઇ ગયા હતા, અને જોઇએ તો બીજા દરવાજાથી જાય ફરી પ્રથમ સફા ઉપર એટલો ચડે કે ત્યાથી બૈતુલ્લાહ જોઇ શકે. ફરી બૈતુલ્લાહની તરફ મોહ કરી ઊભો રહીને બને હાથને આસમાનની તરફ ખભા સુધી જેવી રીતે દોઆમા ઊચકાય છે તેમ ઉચકે. અને તકબીર (અલ્લાહો અકબર) તથા તહલીલ (લાએલાહ ઇલ્લ-લ્લાહ) જોરથી તથા દોરૂદ શરીફને આહીસ્તાથી પડે અને દોઆ કરવામા કોશીશ કરે. કેમકે કબુલીયતની જગ્યા છે અને આ ઝીકર હદીસ શરીફમા છે. **લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીકલહ લહુલ મુલકો વ લહુલ હમ્દો યોહયી વ યોમીતો વ હોવ અલા કુલ્લે શેઇન કદીર. લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ અનજજ વઅદહુ વ નસર અબદહુ વ હજમલ અહજાબ વહદહુ**[1].

૧ અર્થ—અલ્લાહ સિવાઇ કોઈ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઇ ભાગીયો નથી તેનીજ મુલક છે અને તેનેજ માટે સર્વ તારીફ છે તે જીવાડાવે છે અને મારે છે અને તે દરેક ચીજપર શકિતવાન છે, અલ્લાહ સિવાઇ કોઇ માઅબુદ નથી તે એકલો છે.

નબી સાહેબે (સલ) આ પઢીને દોઆ કરી. ફરી બીજી વાર પઢીને દોઆ કરી. ફરી ત્રીજીવાર પઢીને દોઆ કરી છે. અને એમ પણ રિવાયત થઇ છે કે ત્રણ વાર અલ્લાહો અકબર કહીને લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહુ લહુલ મુલકો વ લહુલહમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર એકવાર કહ્યું છે. એવી રીતે સાત વાર કહ્યુ છે તો કલેમો સાત વાર અને અલ્લાહો અકબર એકવીસ વાર થયા અને હજરતની (સલ) દોઆ સફા ઉપર આ છે. અલ્લા હુમ્મ ઇન્નક કુલત ઉદઊની અસ્તજેબ લકુમ વ ઇન્નક લા તુખલેફુલ મીઆદ વ ઇન્ની અસઅલોક કમા હદેતની લીલ ઇસ્લામ અ લા તનજેઅહુ મીન્ની હત્તા તતવફ્ફાની વ અના મુસલેમુન અને એ વગર જે ચાહે તે દોઆ કરે અને તલબીયા પણ કેહતો રહે અને ઘણીવાર ઉભો રહે અને જીકર કરતો પોતાના ચાલ પ્રમાણે મરવા તરફ ચાલે. અને સફા અને મરવાનો વચ્ચે આ દોઆ હદીસ શરીફમા આવેલી છે. રબ્બે-ગ્ફેર વરહમ અ તજ અઅજજુલ અકરમ[3] અને ચાહે તો બીજુ કઇ પડે આ પણ કબુલીયતની જગ્યા છે. અને મસજીદના ખુણા ઉપર જે નિશાન લા ગેલી છે તેનાથી છ ગજના છેટો રહે તો સફા મરવાના નીચાણમા દોડીને ચાલે પણ દરમયાની દોડે દોડે. જ્યારે બને નિશાનીઓથી આગલ વધે તો ફરી પોતાની ચાલે ચાલે. અને આ દોડવુ ફક્ત બે નીશાનીઓની વચ્ચે સુનત છે. જો મધળે ગસને સફાથી મરવા સુધી દોડા કરશે તો વાજેબ અદા થશે પણ સુંનત છોડનાર થશે ફરી મરવા ઉપર ચઢીને બૈતુલ્લાહની તરફ ઉભો રહે. અને જમણી તરફ જરા ઝુકેલો રહે કે જેથી સારી રીતે કિબલાના તરફ મોહ થાએ. નહી તો હવાથી ઇમારતોને લીધે બૈતુલ્લાહ દેખાતું નથી. ફરી જેવી રીતે સફા ઉપર હાથ ઉઠાવીને જીકર તથા દોઆ કરી હતી તેવીજ રીતે મરવા ઉપર કરે કે આ પણ કબુલીયતની જગ્યા છે. અને સફાથી મરવા સુધી આવવું તે એક શોત થયો ફરી મરવાથી ઉતરીને પોતાની ચાલ પ્રમાણે ચાલે. અને બે મીલો (નીશાનીઓ)ની વચ્ચે દોડે. ફરી પોતાની ચાલે ચાલીને સફા ઉપર ચડે, અને બયાન થયું તે પ્રમાણે જીકર તથા દોઆ કરે. અને આ મરવાથી સફા સુધી બીજો શોત થયો, એવીજ રીતે સાત શોત કરે. સયની શરૂ સફાથી અને છેવટ મરવા ઉપર થશે અને દરેક વખત જીકર તથા દોઆ સારી રીતે કરતો રહે જો કોઇ સઇને મરવાથી શરૂ કરે તો પેહેલો શોત મરવાથી સફા સુધીનો ગણતરીમા આવશે નહીં પણ સફાથી શરૂ ગણાશે અને એક ફેરો વધારે ફરવો પડશે કે જેથી સાત શોત થાએ

ફરી સઇ પછી મસજેદે હરામમાં આવીને બે રકઅત નફલ નમાજ પઢે એ મુસ્તહબ છે નબી સાહેબે (સલ) મતાફ એટલે બૈતુલ્લાહની ચોતરફ ફરવાની જગ્યા તેને કિનારે આ દુગાનો પઢેલો છે અને જાણવુ જોઇએ કે સફા, મરવાની કેટલીક સીડી જમીન ચડી જવાથી દબાઇ ગઇ છે અને જે પગતયા હાલમા છે તેના પહેલા પગતીયા ઉપર ઉભા રેહવાથી બૈતુલાહનુ નજરે પડવુ બનવા જોગ છે. તો હવે જાહેલો જેમ ચડા ચડીને દીવાર સુધી જાય છે તેમ ઘણા પકતીયા ચડવાની જરૂર નથી, આ સુનત તરીકાથી વિરૂદ્ધ છે પેહેલીજ સીડી ઉપર ઉભુ રેહવુ બસ છે

**મસલો** મસજેદે હરામમા નમાજ પઢનાર ના આગળથી જવાને મના કરે નહી તે આગળ જનારો તવાફ કરનાર હોએ કે નહોએ.

**મસલો** બૈતુલ્લાહમા દાખલી કરવી જો પોતાને કે બીજા કોઇને ઇજા નહી કરે અને રૂશવત પણ આપવી નહીં પડે જેમકે દરવાનને લોક આપે છે તો તે મુસ્તહબ છે.

મતલબ કે મુફરેદ તવાફ તથા સઇથી ફારેગ થયા પછી એહરામ બાંધેલો મક્કામા રહે અને

---

તેણે પોતાના વાયદાને પુરો કર્યો, તથા પોતાના બંદાને મદદ કરી, તથા મોટા ટોળાઓને તે એકલાએ હાર આપી ગ્રા મો

[2] અર્થ—ઓ અલ્લાહ તે કહ્યુ છે કે તમો મારેથી દોઆ કરો હુ તેને કબુલ કરૂ અને બેશક તું તારા વાયદા વિરૂદ્ધ કરતો નથી અને હુ તારાથી માગણી કરૂ છુ કે જેવી રીતે તે મને ઇસ્લામની હિદાયત કરી તેમ તુ તેને ખેચાવી લેતો નહી તે તહાં સુધી કે તુ મને વફાત આપે અને હુ મુસલમાન હોઊ ગ્રા મો

[3] અર્થ—ઓ પરવરદીગાર તુ બખશ અને રહમ કર. તુ ઘણો પીયારો અને બુજરગ છે ગ્રા મો

નફ્લ તવાફ ચાહે તેટલો કર્યા કરે. કારણુ કે બહારવાળાઓ માટે નફ્લ નમાજ કરતા નફ્લ તવાફ કરવો બેહતર છે. અને મકકાવાળાઓને ખાસ હજ્જની મોસમમા તવાફ કરતાં નફ્લ નમાજ પઢવી બેહતર છે કે જેથી બાપડા હાજીયોને ભીડ કરનાર થાએ નહીં. અને આ નફ્લ તવાફમા ઇદતેબાઅ, રમલ અને તવાફના દુગાના બાદનુ ઇસ્તીલામ કરે નહી. કારણુ કે આ ત્રણે તે તવાફને બાદ છે કે જેની બાદ સઇ હોએ, પણુ નફ્લ તવાફ બાદ મઇ થતી નથી. અને નફ્લ સઇ પણુ થતી નથી. સઈ તે વાજેબ છે તેજ માત્ર સઇ છે

સાતમી જીલહજે જોહરની નમાજ પછી વગર જલસો કરે ઇમામ એક ખુતબો પઢે છે તેમાં તે હજ્જના મસલા શીખવે છે. આ ખુતબો પણુ સુનત છે ફરી,આઠમી તારીખે આફતાબ ઉગ્યા પછી મિનામા જાય કે જે મકકાથી ત્રણુ મેલ છે અને રાતના મિનામા રહે. આ સુનત છે. ફરી નવમીએ ફજરની નમાજ અજવાળુ થએથી મિનામા પઢીને સુર્ય નીકળવા પછી દબ્બને માર્ગે તલબિયા અને તકબીર કેહતો અરફાતે જાએ. અને દબ્બ એક પહાડીનુ નામ છે કે જે મિનામા મસજેદે ખીફ છે તેને લાગેલી છે જો આઠમી તારીખે અરફાત ઉપર જશે તો સુનત તરક થશે. કેમકે મિનામા પાચ નમાજો પઢવી તથા ત્યા રાત રહેવી સુનત છે. અને અરફાતમા જ્યા ચાહે ત્યા ઠેરે પણુ લોકોથી અલગ તથા માર્ગમા ઉતરે નહી અને જબલે રહમત (પહાડ) ની પાસે ઠેરવુ ઘણુ અફજલ છે અને બતને અરેના સિવાય સઘળુ અરફાત ઠેરવાની જગ્યા છે. અને અરફાની મસજેદની પશ્ચીમે આ એક વાદી છે. જો મસજીદની પશ્ચીમી દીવાર પડે તો તો તે વાદીમાજ પડે. આ હરમનો ભાગ છે અને અરફાતની હદથી બહાર છે. જો આ વાદીમા કોઇ ઠરશે તો તેનુ ઠરવુ ગણુત્રીમા આવશે નહીં ફરી અરફામા જઇને દોઆ, દોરૂદ, જીકર, અને તલબિયા ઘણો કરતો રહે, જ્યારે સુર્ય નમે તો વોજુ કરે અને ગુસલ કરવુ અફજલ છે. ફરી વગર ઢીલ કરે મસજેદે નમેરામા જાય. અને ઇમામની સાથે જોહર તથા અસરને એક અજાન તથા બે તકબીરની સાથે જોહરના વખતમા એકઠી કરીને પઢે અને જોહર અસરની વચ્ચે કઇ પઢે નહીં. એટલુજ નહીં પણુ જોહરની બે રકઅત સુંનત પણુ તરક કરે. પણુ તકબીરે તશરીક કહે. અને અસર પછી પણુ સુનત નફ્લ પઢે નહીં. પણુ જો ઇમામ જોહર પછી અસરની નમાજ પઢાવવામાં ઢીલ કરે તો મુકતદીયોને નફ્લ પઢવી દુરૂસ્ત છે. જોહર અસરને એવી રીતે ભેગી કરવા માટે કેટલીક શરતોની જરૂર છે (૧) અરફાત (૨) નવમી જીલહજ (૩) ઇમામ તથા તેના નાએબનું થવું (૪) બને નમાજોમાં એહરામનું થવુ. અને (૫) જોહરનું અસરથી આગલ થવું. જો આ શરતોમાંથી એક પણુ શરત નહશે તો એ નમાજોને ભેગી કરવી દુરૂસ્ત નથી

ફરી મસજેદથી નીકળીને ઠરવાની જગ્યાએ (મવકફે) જાય ઇમામ ને સવાર થવું અને લોકોનુ તેની આસપાસ પગે ઉભા રેહવું અફજલ છે અને કેટલાક કહે છે કે બીજાઓને પણુ સવાર થવુ બેહતર છે અને જબલે રહમતની પાસે ઇમામની નજદીક જેટલી નજદીકી બની શકે તેટલી બેહતર છે અને જબલે રહમત ઉપર ચડવુ જેમકે અવામ લોકો ચડે છે એ બે પાયા છે. અને કિબલા રૂખ ઊભો રહે અને ઠેરવાની નૈયત કરવી કે ઉભા રહેવુ શરત કે વાજેબ નથી, પણુ મુસ્તહબ છે જો બેઠેલો રેહશે તો પણુ વોકુફ (ઠરવું) થઇ ગયુ કારણુ કે મોકફમા થવું જરૂરનું છે અગર જો સુતો સોતો મોકફમાંથી ચાલ્યો જાય. અથવા કોઇ જબરદસ્તી તેને લઇ જાએ. અગર જો તે જાણતો નહોએ કે આ મોકફ છે, તે પાક હોએ કે નાપાક હોએ અથવા તે દોડતો મોકફમાથી નીકળી જાએ, આ સર્વ સુરતોમાં વોકુફ(ઠરવુ) ગણુતરીમા આવે છે. અને ફરજ અદા થાય છે. ફરી ઇમામ બરાડીને નહીં પણુ બુલંદ અવાજથી તલબિયા કહે. અને જીકર તથા દોઆ પોશીદા બેહતર છે. અને તે લોકોને હજ્જના મસલા શીખવે અને લોકો ઇમામની પાસે તેની પાછલ કિબલાને મોહ કરીને અદબથી સાંભળે અને રડે અને ઘણી કોશીશથી દોઆ કરે. કારણુ કે આ કબુલીયતની જગ્યા છે. અને હયાં રોજો રાખવા કરતા ઇફતાર બેહતર છે. કુરઆન શરીફની તિલાવત, દોરૂદ શરીફ, તકબીર, તહલીલ, ઇસ્તી-

ગફાર, તલબિયા વગેરે ઝીકરો ઘણા કરે. હરગીજ હરગીજ કમી થાય નહી. કારણ કે ફરી એ દીવસનો લાભ લેવો મુશકેલ છે. અને રડવામા ગુનાહોથી માફી માગવામા જરા કમી કરે નહીં. એટલુજ નહીં પણ એ દીવસે દુરગ્ન વાતથી પણ અલગ રહે. ખુબજે આસમે (સલ) અરફાતમા આ દોઆ પડી છે. લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહ લહુલ મુલકો વ લહુલ હમ્દો વહોવ અલા કુલ્લે શૈઇન કદીર અલ્લાહુમ્મ-જઅલ ફી કલબી નુરં વ ફી સમઇ નુરં વફી બસરી નુર અલ્લાહુમ્મ-શરહ લી સદરી વ યસ્સેર લી અમરી વ અઉઝો બેક મિન વસાવેસી-સદરે વ શતાતિલ અમરે વ ફિતનતિલ કબરે અલ્લાહુમ્મ ઈન્ની અઉઝો બેક મિન શર્રે માયલેજો ફીલ્લેયલે વ શર્રે મા યલેજો ફીન્નહારે વ શર્રે મા તહુબ્બો બિહીર-રિયાહો લબ્બેક અલ્લાહુમ્મ લબ્બેક ઈન્નિમલ ખેરો ખેરૂલ આખેરહ[1] બીજી રિવાયતમા છે કે તેવણે હાથ મુબારક ઉઠાવીને અલ્લાહો અકબર વ લિલ્લાહીલ-હમ્દ ત્રણ વાર પઢીને આ દોઆ પઢી લાએલાહ ઈલ-લ્લાહો વહદહુ લા શરીક લહ લહુલ મુલકો વ લહુલ હમ્દો અલ્લાહુમ્મ-હદેની બિલહોદા વ નકકેની બિત્તકવા વગફેરલી ફીલ આખરતે વલ ઉલા[2] ફરી અલ હમ્દો પઢાય તેટલી વાર હાથ છોડયા ફરી હાથ ઉપાડીને તેવીજ રીતે કર્યું ફરી અલ હમ્દો જેટલા હાથ છોડા. ફરી એવીજ રીતે કરતા રહ્યા અને આ જગ્યામા હાથ ઉંડાવવા દુઆની તરેહપર છે મતલબ કે સુર્યાસ્ત સુધી ત્યા રેહવુ વાજેબ છે. જો સુર્યાસ્ત પેહેલા અરફાની હદથી નીકળી જશે તો દમ વાજેબ થશે પણ જો આફતાબ ગોરૂબ થયા પેહેલા પાછો ફરીને આવશે તો દમ દેવું માથેથી ઉતરી જશે.

ફરી આફતાબ ડુબવા પછી બે પહાડીની વચ્ચે જે માર્ગ છે ત્યાથી ઇમામની સાથે મુજદલફામા ભાર બોજથી જાય. અને જગ્યા કોશાદા હોય તો જરા જલદી ચાલે કે જેથી કોઇને ઇજા થાય નહીં. અને આ બે પહાડી અરફા તથા મુજદલફાની વચ્ચે છે અને અરફાની મસજેદથી મુજદલફા ત્રણ માઇલ છે. અને ઇમામથી પેહેલા અરફાથી જવુ ન જોઇએ. પણ જો રાત થવા લાગે અને ઇમામ ચાલે નહીં તો લોક ઇમામની વાટ જુએ નહીં. કેમકે તે સુનતને તરક કરનાર છે. અને જ્યારે ઇમામ ચાલે ત્યારે ભીડને લીધે જરા થોભી જાએ તો કશો દોશ નથી. જો વગર ઉજરે ઘણુ ડેરશે તો ગુન્હગાર થશે અને મુસ્તહબ છે કે મુજદલફાની પાસે પગે ચાલીને મુજદલફામા દાખલ થાય અને માર્ગમા તલબિયા તથા અલ્લાહની યાદ દમપર દમ ઘણી કરતો રહે અને મુજદલફામા લોકોથી અલગ તથા માર્ગમા ઉતરવુ નહીં જોઇએ અને અસબાબ ઉતારવા પેહેલા મગરેબ ઇશા બનેને એક અઝાન તથા એક ઇકામતથી ઇશાના વખતમા પઢે. અને વચ્ચે સુનત નફલ કઇ પઢે નહી. પણ મગરેબ, ઇશાની સુંનતો તથા વિત્રને ઇશાની નમાજ બાદ પઢે.

અને આ બને નમાજોને બેગી કરવાની

---

૧ અર્થ—અલ્લાહ સિવાય કોઇ પુજય નથી તે એકલો છે તેનો કોઈ શરીક નથી તેનોજ મુલક છે અને તેનેજ માટ સર્વ તારીફ છે અને તે દરેક ચીજપર શકિતવાન છે ઓ અલ્લાહ તુ મારા દીલમા, મારા કાનમા, અને મારી આખમા નુર કર. ઓ અલ્લાહ તુ મારા સીનાને ખોલ અને મારા કામને સેહલ કર અને હુ સીનાના વસવસાથી પરેશાનીથી અને કબરના અજાબથી તારી પનાહ લઊ છુ ઓ અલ્લાહ જે ચીજ રાતમા દાખલ થાય છે તેની બુરાઇથી તથા જે ચીજ દીવસમા દાખલ થાય છે તેની બુરાઇથી તથા જે ચીજને વાયુ ઊડાવે છે તેની બુરાઈથી હુ તારી પનાહ લઊ છુ હુ હાજર છુ તારી ખીજમતમા ઓ અલ્લાહ હું હાજર છુ ખુબી (અને બહતરી) તો આખેરતનીજ ખુબી છે. ગુ. મૌ.

૨ અર્થ—અલ્લાહ સિવાઇ કોઈ પુજય નથી તે એકલો છે, તેનો કોઈ ભાગયો નથી, તેનોજ મુલક છે અને તેનેજ માટે સર્વ સ્તુતી છે ઓ અલ્લાહ તુ મને હિદાયતનો માર્ગ બતાવ અને તકવા (પહેજગારી)ની સાથે મને સાફ કર અને આગલા પાછલામા તુ મને બખ્શ ગુ મૌ

શરત આ છે (૧) એહરામ હોય (૨) અરફામા પ્રથમ ઠરેલો હોય. (૩) દસમી રાતે મુજદલફામા હોય. અને (૪) એશાનો વખત હોય. અને જમાઅત હયા શરત નથી જો મગરેબને કે એશાને અરફાતમા કે માર્ગમા પઢી ને મુજદલફામા આવશે તો ફરીથી પઢવી જોઇએ. જો ફરીથી નહીં પઢશે ને ફજર થઇ જશે તો તેજ નમાજ હવે થઇ ગઇ. કજા કરવાની હવે જરૂર નથી. અને જો ઇશાથી પ્રથમ મુજદલફામા આવશે તો જ્યા સુધી ઇશાનો વખત થાય નહી ત્યા સુધી મગરેબને પઢે નહી જો માર્ગમા બીક હોય કે મુજદલફામા જતા સુધી ફજર થઇ જશે તો માર્ગમા મગરેબ ઇશાને પઢવી દુરૂસ્ત છે. જો મુજદલફામા ઇશાને ઇશાના વખતમા મગરેબથી પ્રથમ પઢશે તો મગરેબને પઢીને ઇશાને દોરવે. જો નહી દોરવશે અને સુબ્હ થશે તો હવે ઇશા પણ દુરૂસ્ત થઇ. અને મુજદલફાની મગરેબની નમાજમા નૈયત અદાની કરે, કજાની નૈયત કરે નહીં અને આ રાતમા આખી રાત જાગવુ મુસ્તહબ છે ફરી તે મુજદલફામા હોય કે બીજે કેયે હોય. કારણ કે આ રાત કેટલાકના મત પ્રમાણે જુમઆની રાત તથા શબે કદરથી અફજલ છે. વલ્લાહો આલમો (ખુદા સારી રીતે જાણે છે)

ફરી ફજરની નમાજ અધારામા પઢીને ઇમામની પાછલ પણ તેને નજદીક જેમ અરફાતના બયાનમા વર્ણયુ તેમ ઠેરે અને આ ઠરવાનો વખત ફજર નીકળવાથી તે સુર્ય નીકલવા સુધી છે અને આ ઠરવાનુ વાજેબ છે. અગર જો જરા સરખી વાર ગુજરવાની રૂએ મુજદલફામાથી ચાલ્યો જાએ. મુજદલફાને મુજદલફા જાણે અથવા ન જાણે, વાજેબ અદા થશે. જેમકે અરફામા લખાયુ છે. પણ રોશની થયા સુધી થોભવુ સુનત છે અને મુજદલફામા રાત રેહેવી પણ સુનત છે. અને આ જગ્યામા દોરૂદ શરીફ, તકબીર, તહલીલ, ઇસ્તીગફાર, તલબિયા, અને જીકર ઘણા કરતો રહે અને દોઆમા દોઆની જેમ હાથ ઉપાડે.

અને વાદીએ મોહસ્સર જેમા અસહાબે ફીલ ઊતરેલા તે જગ્યા સિવાઇ સઘળુ મુજદલફા ઠેરવાની જગ્યા છે. જો કોઇ વાદીએ મોહસ્સરમા ઠેરશે તો તે ગણતરીમા આવશે નહીં

ફરી જયારે સુર્ય નીકળવામાં બે રકઅત જેટલી વાર હોય તો તલબિયા અને જીકર કરતો મિના તરફ ચાલે. જ્યારે બતને મોહસ્સરને કીનારે પુગે તો દોડીને નીકલી જાય. તે પછી જયારે પાનસો પીસતાલીસ ગજને છેટે આવે તો ફરી આહિસ્તા ચાલે. એ વાદી માપમા આટલીજ છે. અને આ વાદી ન મિનામા દાખલ છે અને ન મુજદલફામા, પણ બનેની વચ્ચે જુદી હદ છે. જો કોઇ બીમારીને લીધે કે ભીડથી નુકસાની કે હરજ થશે એવી બીકથી મુજદલફામાં ઠેરવાને છોડી દે, વિશેષ કરીને સ્ત્રીઓ અને અધારામાજ ઇમામથી પેહેલા મિના ચાલ્યા જાય તો તેઓને કાંઇ આપવુ પડશે નહી અને એવીજ રીતે બીજુ કોઇ વાજેબ ઊજરને લીધે છોડાશે તો તેના ઉપર કાઇ આપવુ પડતુ નથી. પણ જો બીમારીના ઊજરને લીધે કોઇ મના કામ કરશે તો તેની ગુન્હેગારી આપવી વાજેબ થશે. અને આ કાયદો દુલ્લીયા છે.

ફરી જ્યારે જમરએ અકબાની પાસે આવે કે જે મિનાની હદ ઉપર મકકા તરફ લાગેલો છે અને એ મિનાની હદમાં નથી એને જમરતુલ કુબરા તથા જમરતુલ ઊખરા પણ કહે છે, તો તેમા સાત કાકરીયો મારે. અને આ કાકરી મારવાને રમી કહે છે. અને આજના દીવસની તથા આવતા દીવસોની રમી કરવી વાજેબ છે. અને મુસ્તહબ છે કે આ કાકરીઓ મુજદલફાથી લાવે જો બીજે કેયેથી ઉઠાવશે અથવા માર્ગમાંથી લેશે તો પણ દુરસ્ત છે. પણ જમરાની પાસેની કાકરીઓ ઉઠાવે નહીં, કેમકે તે ધીક્કારાયલી છે. હદીસ શરીફમા છે કે જેની હજજ કબુલ થાય છે તેની કાકરીઓ ઉપાડી લેવાય છે. અને જે કાકરીઓ જમરાની પાસે પડી રહે છે તે નહીં કબુલ થયલી હજજની હોય છે. જો તેને ઊઠાવી કોઇ રમી કરશે તો પણ કરાહતે તનજીહીની સાથે દુરસ્ત થશે અને બાકીની ત્રેસઠ કાકરીઓ ઉપાડી જે બીજા દીવસોમા મારવાની છે તેને મુજદલફાથી લાવવી મુસ્તહબ નથી જયાથી ચાહે લયે. પણ જમરા પાસેની લયે નહી. અને જો એક મોટા પત્થરને તોડીને કાંકરીઓ બનાવશે તો મકરૂહ છે. અને આ રમીનો વખત દસમીની ફજર

માસ્તાથી પેહેલા થયુ હોય તો બદના (ઉંટ, ગાય) આપે. અને મુડાવવા પછી પણ તવાફ પેહેલા થયું હોય અથવા તવાફ પછી પણ મુડાવવા પેહેલાં થયુ હોય તો દમ આપવો વાજેબ છે. અને કારેન જો ઉમરાના તવાફ તથા અરફામા જવા પેહેલા જીમા કરશે તો હજજ અને ઊમરો બને ફાસેદ થશે. હવે કિરાનનો દમ તેને ગાયે રહ્યો નહીં પણ હજજ ઉમરો બેને છોડવાના બે દમ આપવા વાજેબ થશે. અને સર્વ કામો પૂરા કરીને એહરામથી બહાર આવે. જેમ કે ઉપર જણાયુ છે અને જો તે ઊમરાના તવાફ તથા અરફાતમા જવા પછી પણ મુડાવવા પેહેલા જીમા કરશે તો બદનો તથા દમ આપશે અને કિરાનનો દમ પણ આપવો પડશે. અને જો મુડાવવા પછી કરશે તો એક દમ આપશે અને કિરાનનો દમ પણ આપશે. અને ઉમરાના તવાફના ચાર શોત પેહેલા જીમા કરવી એ ઉમરાને, ફાસેદ કરનાર છે અને દમ વાજેબ થશે. ઊમરાના બીજા કામો કરીને એહરામથી નીકળે અને ઉમરાને કજા કરે. અને જો ઉમરાના ચાર શોત પછી કરી છે તો દમ આપે ઉમરો ફાસેદ થયો નથી.

મોહરેમ જો ખુશકીના જાનવરને કે જેની પેદાએશ જમીન ઉપર થતી હોય અગર જો તે દરયામા રહેતુ હોય જેવી કે બતક તેને શીકાર કરી કતલ કરશે અથવા ઇશારાથી કે વાતથી કતલ કરનારને બતાવશે અને કતલ કરનાર તેને જાુદવે નહી તથા તેથી પેહેલા તે તેને જાણતો પણ નહતો તથા જ્યા બતાવ્યુ હતુ ત્યાજ તે હતુ ને કતલ થયું તથા મોહરેમ કતલના વખતે એહરામમા હતો તો તેનો બદલો આપવો વાજેબ થશે. જો કેટલીકવાર કતલ કરશે અથવા બતાવશે તો દરેક વખતનો બદલો જુદો આપશે. અને ભુલચુક વગેરે હાલતો એમાં સરખી છે. અને જો મોહેરેમ કતલ કરનારની કોઇ પણ રીતે મદદ કરશે જેમ કે છરી અથવા ભાલો પકડાવે અથવા કતલ કરનારને કતલ કરવાનો હુકમ કરશે તો પણ તે બદલો આપશે. અને જે જાનવર દરયામાં જન્મતું હોય ફરી અગર જો તે ખુશકીમાં રેહતુ હોય જેમકે દરયાઇ કુતરૂ દેડકું કકડો મગર કાચબો અને એ શીવાય બીજાું કઇઅગર જો તે ખાવામા આવતુ ન હોય તેનો શીકાર કરવો દુરૂસ્ત છે. અને ખુશકીના શીકારમાં અગર જો તે હરામ હોય જેમ કે ખીનજીર તેના શીકાર કરવાથી બદલો આપવો વાજેબ થાય છે. પણ વરૂ, અકઆક સિવાય બીજી જાતનો કાગડો, ચીલ વીંછુ, સાપ, ઊદર, કુતરૂ અગર જો તે જંગલી હોય, બીલાડી ઘરમાની, કીડી, ચાંચડ, જવા પ્રવાના, (ભરમરયુ) માખ, સીપકલી, સકામાંખ, નોલયો, અને સર્વ જાતના જેહેરવાળા જાનવર અને જે જે જાનવર કે ખાવામા આવતા નહોય ને હીમલો કરે અને વગર કતલ કરે દફે થતુ નહોય આ સર્વને કતલ કરવામાં કંઇ આપવુ પડતુ નથી. પણ જે કીડી દુખ દે નહી તથા એવીજ રીતે બીજા જાનવરો જે ઇજા કરે નહીં તેને કતલ કરવા દુરૂસ્ત નથી, અગર જો કતલ કરવાથી તેનો બદલો વાજેબ થતો નથી અને જો નહીં ખાવામાં આવતું જાનવર જો હીમલો નહી કરે અથવા હીમલો તો કરે પણ વગર કતલ કરે તે દફે થઇ શકે છે અને ફરી મારી નાખે તો જો તે કોઇની મીલક ન હશે તો તેનો બદલો આપવો પડશે પણ બકરીની કીમતથી વધારે આપવું પડશે નહીં. અગર જો હાથી હોય. અને જો તે જાનવર કોઇની મીલકત હોય અથવા તે ઊઠ વગેરે ખાવામાં આવે તેવા જાનવર હોય તેણે હીમલો કર્યો હોય અને મોહરેમે તેને કતલ કર્યું તો માલેકને કીમત અપાવાશે જેટલી થાય. અગર જો બકરીની કીમતથી વધી જાય. અને મોહરેમને બકરી જુબહ કરવી અગર જો તેનો બાપ હરણ હોય તથા ગાય, ઊટ, મરગી અને દેશી બતકને જુબહ કરવા દુરૂસ્ત છે. પણ જંગલી બતક શીકાર છે તેનો શીકાર કરવાથી બદલો આપવો વાજેબ થશે. અને હલાલે જો હિલ્લમાં શીકાર કર્યો હોય અને હિલ્લમાજ જુબહ કર્યો હોય અગર જો તેણે મોહરેમને માટે શીકાર કર્યો હોય તો જો મોહરેમે બતાવ્યુ નહશે તથા મદદ કે હુકમ કર્યો ન હશે તો મોહરેમને આ શીકાર ખાવો દુરૂસ્ત છે. પણ જો એમાંથી કઇ (મદદ વગેરે) કરી હશે તો મોહરેમને ખાવુ દુરૂસ્ત નથી અને

હલાલને ખાવું દુરસ્ત છે. અને હરણ વગેરે પાલેલો શીકાર તે શીકારનીજ ગણતરીમા છે તેને કતલ કરવાથી બદલો તથા તેના માલેકને કીમત જુદી આપવી પડશે. અને જે ઊંટ જંગલી થયુ હોય તે શીકારની ગણતરીમાં નથી. અને કતલ અગર જો વગર અખ્તીયારે કર્યું હશે તો પણ તેનો બદલો વાજેબ થશે.

અને શીકારનો બદલો આ છે કે બે આદેલ (પ્રમાણીક) આદમી તે શીકારની કીમત ઠેરવે અને જો એક આદેલ હોય તો પણ બસ છે અને તે કીમત કતલ કરેલી જગ્યાની કીમતને માફક હોય જો ત્યા તેની કીમથ નહોય તો તેને પાસેની જગ્યાની કીમતને માફક ઠેરવે અને કીમત કરવા માં તેની ખુબી અને ખુબસુરતી જે પેદાએશથી હોય તેની ગણતરી કરે. પણ જો તે શીખવેલુ હોય તેની કીમત બદલામાં વધારાય નહીં પણ માલિકને કીમત અપાવવામા શીખવવાની કીમત પણ અપાવાશે. ફરી કાતેલને અખ્તીયાર છે ચાહે તો કીમતથી હદી ખરીદીને હરમમા જુબ્હ કરે. અથવા અનાજ ખરીદીને દરેક મિસકીનને સદકએ ફિત્રને અંદાજે જ્યા ચાહે ત્યા આપે ફિત્રના અદાજાથી વધારે ઓછું ગણતરીમા આવશે નહીં જેમકે ઉપર બયાન થયુ છે. અથવા દરેક મિસકીનના ખાણાને બદલે એક એક રોજો જ્યા ચાહે ત્યાં રાખે. અને જે અનાજ ફિત્રના અદાજાથી થોડો બચે અથવા મુલથીજ થોડો હોય જેમકે ચકલીનો બદલો તો તેને યાતો એક મિસ્કીનને આપે અથવા એક રોજો રાખે. અને આ જગ્યા ઇબાહતની રૂએ ખાવુ આપવુ (ખવડાવવુ) પણ દુરસ્ત છે અને કીમત આપવી પણ દુરસ્ત છે. પણ દરેક મિસકીનને ફિત્રના અંદાજાથી ઓછી વતી કીમતઆપે નહીં. અને જો દરરોજ એકજ મિસ્કીનને આપ્યા કરશે તો પણ દુરસ્ત છે. અને ઓસુલ (બાપદાદા)ને તથા ફોરૂ (દીકરા પોતરા) ને બાયડીને ગુલામને અને પૈસાદારને આપે નહીં. વાજેબ સદકાની જેમ. અને જો કોઇએ રેહવાને માટે તખુ ખડો કર્યો, અને તેમા શીકાર ભેલઇને મરી ગયો તો કાઇ ડર નથી અને જો શીકારને જખમી કર્યો અથવા તેનો પર ઉખેડો અથવા તેનો કોઇ અજો કાપી નાખ્યો પણ તેથી તે જાનવર મરયુ નહોય તો તેની કીમત ની નુકસાની આપવી પડશે. દાખલા તરીકે સાજા શીકારની કીમત એક રૂપીયો હોય અને આ નુકસાન કે જે તેણે તેમા કર્યું તેથી તેની કીમત બાર આનાની થઇ તો ચાર આના કીમતની નુકસાનીના આપવા વાજેબ થશે. પણ જો શીકારના બાબનો વીચાર હોય જેમકે બીલાડીથી છોડવતામાં નુકસાની થાય અથવા મરી જાય તો તેમા કાઇ નથી. જો જખમી થઇને શીકાર ગાએબ થાય અને તેના મરવા જીવવાનો હાલ જણાય નહીં તો પૂરી કીમત આપવી પડશે, એહતેયાતને માટે. અને જો જખમ સાજો થાય અને કાઇ અસર પણ બાકી ન રહે તો પણ બદલો આપે. અને જો જખમની જજા આપી નહોતી અને ફરી તે જાનવરને કતલ પણ કર્યું તો જખમની ગુન્હગારી તથા કતલનો બદલો જુદો જુદો આપવો પડશે. અને જો શીકારની બાજુ કે ટાંગ એવી રીતની તોડી હોય કે તે પોતે પોતાનો બચાવ પોતાના દુશ્મનથી કરી શકે નહીં તો શીકારની પુરી કીમત આપવી પડશે અગર જો તે મરો ન હોય. જો શીકારના ઇંડાને તોડયુ હોય હવે જો તે ગંદુ થયુ નહોય તો ઇંડાની કીમત આપે. અને જો તેમાથી બચ્ચુ નીકળે કે જે તોડવાના સબબથી મરી ગયુ હોય અથવા નીકલા પછી મરી ગયુ હોય તો જીવતા બચ્ચાની કીમત આપે. અને ઇંડુ તોડવા પેહેલાથી બચ્ચુ મરેલુ હોય તો ઇંડુ કે બચ્ચુ કોઇનો પણ બદલો આપવાનો નથી. અને જો તોડવાથી પેહેલા મરૂ છે કે તોડવાથી મરૂ છે એમ જણાયુ નહોય તો એહતેયાતને માટે જીવતા બચ્ચાની કીમત આપે. અને જો મોહરેમે શીકારનું દુધ દોહયુ હોય તો દુધની કીમત આપે.

હવે જાણવુ જોઇએ કે શીકાર હરમનો હોય કે હિલ્લનો હોય મોહરેમના હક્કમા સર્વે બરાબર છે. એ સર્વના કતલ કરવાથી તથા બતાવ્યાથી તથા નુકસાન કર્યાથી બદલો આપવો વાજેબ થશે.

અને જો જૂ મારે અથવા કપડાને તડકામાં નાખે કે જેથી જૂ મરે તો એક જૂમાં રોટલીનો એક તુકડો અને બેમાં એક મુઠી ધણી અને ત્રણથી વધુમાં પૂરો એક સદકો આપે. તીડમાં

પણ એવીજ રીતે છે. એટલે ત્રણથી વધુમાં અડધો સાઅ ધઊં અને ત્રણ સુધી જે ચાહે તે આપે. અને જો જૂ મારનારને બતાવશે તો સદકો આપે.

અને હિલ્લમાં જે કોઇ એહરામ બાધે અને તેના હાથમાં શીકાર હોય તો તે શીકારને એવી રીતે છોડવું વાજેબ છે કે તે હલાક થાય નહીં. અથવા તેને પિંજરામાં રાખે અથવા કોઇ હલાલની પાસે અમાનત રાખે અને એહરામ બાંધતી વેળા જો શીકાર ઘરમાં હોય અથવા પિંજરામા હોય અગર જો પિંજરૂં હાથમાં હોય અથવા શીકારના ગળામાં દોરડી બાંધેલી હાથમાં હોય તો આ સુરતોમાં શીકારનું છોડવું વાજેબ નથી. જો આ શીકારને એહરામ પેહેલા પકડયો હોય તો. પણ જો એહરામ બાંધ્યા પછી પકડયો હોય તો દરેક હાલતમા તેને છોડવુ વાજેબ છે. અને જે શીકારને એહરામ પેહેલા પકડેલો અને એહરામની વખતે તેને છોડયો તો તે મોહરેમની મિલકમાંથી નીકલતો નથી. જો કોંઇ તેને પકડશે તો તે તેનાથી લઇ શકે છે. અને જો એહરામ પછી પકડીને છોડયો હશે તો તેને લઇ શકતો નથી કારણ કે એહરામને લીધે તે તેનો માલેક થતો નથી. અને જો કોઇ બીજો મોહરેમ આકેલ બાલેગ તે શીકારને કતલ કરશે તો પકડનારો અને મારનારો બનેને પુરો પુરો બદલો આપવો પડશે. અને ફરી પકડનારો કતલ કરનાર પાસેથી પાછો લએ. અને જો હલાલે કતલ કર્યો હશે તો જો તે શીકાર હરમનો હશે તો કતલ કરનાર પણ બદલો આપે. અને જો તે હિલ્લનો છે તો હલાલ કતલ કરનાર ઉપર કઇ નથી, પણ પકડનારો બદલો આપે. અને જો માલનો બદલો આપ્યો હશે તો ફરી તેની પાસેથી લયે. પણ જો રોજા રાખ્યા હશે તો તેની પાસેથી કઇ લયે નહીં. અને જો બે મોહરેમ એક શીકારને કતલ કરશે તો બંને પૂરો બદલો આપશે. જો મોહરેમ શીકાર પકડીને વેચશે તો વેચાણ બાતેલ થશે. અગર જો ખરીદનારો હલાલ હોય અને મોહરેમનુ શીકાર ખરીદવું બાતેલ છે અગર જો વેચનાર હલાલ હોય. અને એવીજ રીતે હેબા વગેરેનો શીકારનો મામલો મોહરેમનો કરેલો બાતેલ છે અને જ્યારે હરમમાં મોહરેમ અથવા હલાલ દાખેલ થાય અને તેની પાસે શીકાર હોય અગર જો પીંજરામાં હોય તો તેને છોડવું વાજેબ છે. કેમકે તે હવે હરમનો શીકાર થયો છે. જો મોહરેમે એહરામ પછી અથવા હલાલે હરમમાં દાખલ થતી વખતે શીકારનું વેચાણ કર્યું હશે તો વેચાણ રદ થશે. જો તે શીકાર હલાક થશે અથવા ખરીદાર ગાએબ થશે, તો વેચનાર બદલો આપનાર છે. જો કોઇની પાસે બાજ હોય અને હરમમાં દાખલ થતી વખતે તેણે તેને છોડયો, તો જો તે બાજ હરમના કબુતરને મારી નાખશે તો તે શખ્સ ઉપર કાંઇ નથી. જો હલાલ આદમી હરમના શીકારનુ દુધ દોહશે તો તે દુધની કીમત આપે અને જો હલાલ હરમના શીકારને જુબ્હ કરશે તો શીકારની કીમત તેને માથે વાજેબ થશે. જોઇએ તો તે કીમતથી હદી ખરીદીને હરમમાં જુબ્હ કરે અથવા મિસકીનોને ખાવાનું આપે જેમ કે તે બયાન થયુ છે. અને એને રોજો રાખવો બસ નથી. અને જો મોહરેમ હરમના શીકારને કતલ કરશે તો તેની ગુન્હગારીમાં રોજો રાખવો પણ દુરૂસ્ત છે. અને જો હલાલ હરમના શીકારને કતલ કરનારને બતાવશે તો ગુન્હગાર થશે કાઇ આપવુ પડતુ નથી. પણ મોહરેમ એથી ઉલટો છે તેને બતાવવાથી પુરો બદલો આપવો પડે છે. જો બે હલાલ મલીને હરમના શીકારને કતલ કરશે તો અડધો અડધો બદલો આપશે. જો હરમની હરણને ભડકાવીને કહાડી મુકશે અને ફરી તે હરણ હરમથી નીકળીને જણશે અને બંને મરી જશે તો બંનેનો બદલો આપવો પડશે પણ જો હરણ માટે બદલો આપ્યો હશે ને ફરી બચ્ચુ જણી હશે તો બચ્ચાનો બદલો કાઇ આપવો પડતો નથી. પણ તેને પાછુ હરમમા લઇ જવું વાજેબ છે. જો કોઇની સવારીના આગલા પાછલા પગથી અથવા મોહથી શીકાર હલાક થશે તો તેનો સવાર બદલો આપશે. જો હરમના ઝાડની ડાલી ઉપર જાનવર હોય એવી રીતે કે જો તે પડે તો હિલ્લમાં પડે તો શીકાર હિલ્લનો છે જો એવી રીતે હોય કે જો તે પડે તો હરમમાં પડે તો તે શીકાર હરમનો છે. અને જો જાનવરના પગ હરમમાં

હોય અને માથુ હિલ્લમા હોય તો તે શીકાર હરમનો થશે. અને જે શીકારને મોહરેમે જુબ્હ કર્યો હોય અગર જો તે હિલ્લનો હોય પણ તે હરામ મુરદારના હુકમમા છે. અને હરમનો શીકાર જો હલાલ અથવા મોહરેમ જુબ્હ કરશે તો તે મુરદારના હુકમમાં છે. પણ કેટલાકની નજદીક જો હરમના શીકારને હલાલ જુબ્હ કરશે તો હલાલ છે અને ગુન્હગારી આપવી વાજેબ છે. જો હરમના શીકારનું ઇંડુ જુજ્યુ અથવા તેનું દૂધ દોહયુ અને તેનો બદલો આપ્યો તો તે ઇંડાનો તથા દૂધનો તે માલેક થાય છે. અને તેનું વેચવુ કરાહીયતની સાથે જાએજ છે પણ ખરીદારના હક્કમા તે મકરૂહ નથી.

જો હરમની લીલી ઘાસ કહાટશે તો તેની કીમત આપવી તેને માથે વાજેબ થશે પણ સુકા ઘાસ, ઇજખેર, અને ખ ભીને તોડવા દુરૂસ્ત છે. અને જો હરમના ઝાડને કાપી નાખ્યુ તો જો તે આપો આપ ઊગયું હોય અને તે એવી જાતનુ પણ ન હોય કે લોક રોપતા હોય તો તેનો કાપનારો હલાલ હોય કે મોહરેમ હોય તેની કીમત વાજેબ થશે. અને ઝાડ તથા ઘાસની કીમતથી અનાજ અથવા હદી ખરીદીને ઉપર વર્ણવ્યુ તે પ્રમાણે સદકો કરે. અને કીમત આપ્યા પછી ઘાસ, લાકડી કાપનારની મીલ્કત છે અને તેને વાપરવા તેને દુરૂસ્ત છે. અને વેચવું મકરૂહ છે પણ ખરીદારના હક્કમા મકરૂહ નથી. અને જો એ ઝાડ કોઇની મિલકમા પણ હોય, દાખલા તરીકે જેમકે બાવલ કોઇની માલકી જમીનમા ઊગી નીકળે તો બીજી કીમત માલેકને પણ આપવી પડશે. અને જે ઝાડ કોઇનુ રોપેલુ હોય ફરી રોપવાની જાતીનું હોય જેમકે દાડમડી અથવા ન હોય જેમકે બાવલ, તેને કોઇએ રોપીયું તો તેના કાપવાથી બદલો આપવો પડતો નથી પણ તેના માલીકને કીમત આપવી પડશે. અને જે ઝાડ રોપાતા ઝાડની જાતીથી હોય જેમકે દાડમડી અને તે વગર કોઇને રોપે જમી ગયુ અને તે કોઇની મિલકમાં ન હોય તો પણ બદલો આપવો પડતો નથી. પણ જો તે કોઇની મિલકમા હોય તો તેની કીમત માલિકને આપે. અને જે ઝાડના માંદડા કેરવાથી ઝાડને નુકસાન થતું ન હોય તો તેના માંદડાં ટોડવાં દુરૂસ્ત છે અને જો નુકસાન થતું હોય તો દુરૂસ્ત નથી. અને ફલદાર ઝાડ જો આપો આપ નીકલું હોય તો પણ તેનું કાપવું દુરૂસ્ત છે. પણ જો તે કોઇની મિલકતમાં હોય તો માલિકનો હુકમ લેવો શરત છે. અને જો તંબુ ગાડતાં અથવા ચુલો તદૂર ખોદતાં અથવા ચાલતાં ઘાસ લાકડી તુટે તો કશી હરકત નથી. અને સુકી લાકડી અને ઝાડ અથવા તુટીને ઊખેડાયલુ ઝાડ કે જે લીલુ થઇ શકતુ ન હોય તેને કાપવુ દુરૂસ્ત છે. અને ઝાડની જડ પ્રમાણે ગણુતરી થાય છે જો ડાળી હરમમાં હોય અને જડ હિલ્લમાં હોય તો તે હિલ્લ નુ ઝાડ છે. અને જો જડ હરમમા હોય અને ડાળીઓ હિલ્લમાં હોય તો તે હરમનુ ઝાડ છે. જો અડધી જડ હરમમા અને અડધી હિલ્લમાં હોય તો પણ તે હરમનુ ઝાડ છે.

હવે જાણવુ જોઇએ કે હદી ચલાવી તમત્તોઅ કરનાર હજ્જના એહરામ પછી તથા કારેન જે એહરામમા મનાયએલું કાઇ કામ કરશે તો મુફરેદથી બેવડી ગુન્હગારી આપવી પડશે. બે એહરામનો ગુનોહ. અને જો તે કોઇ વાજેબ છોડશે અથવા હરમના ઘાસ ઝાડ કાપશે તો મુફરેદની જેમ એકજ ગુન્હગારી આપે. અને જે શખસ પોતાની મીકાતથી વગર એહરામ બાધે આગળ વધશે તેનાપર દમ વાજેબ થાય છે. પણ જો પાછો હટી મીકાત ઉપર આવીને એહરામ બાંધી લેશે તો દમ માથે રેહશે નહીં. અને જો પાછો નહીં ફરે અને મીકાતથી વધીને એહરામ બાંધ્યુ તો દમ વાજેબ થશે. પણ જો એહરામ બાધીને હજ્જનું કાંઇ કામ કર્યું ન હશે ને પાછો એહરામ બાંધેલો મીકાત ઉપર ચાલ્યો આવશે અને મીકાતપર આવીને તલબીયા કેહશે તો દમ માથે રેહશે નહીં. અને તવાફનો એક શોત કરવાથી પણ હજ્જનુ કામ કરવુ ગણાશે, અને શોત પુરો થવા પેહેલા ગણાશે નહીં. અને પાછું હટીને આવવુ એ શખ્સ ઉપર વાજેબ છે પણ જો હટીને આવવામાં હજ્જ ફોત થવાની બીક હોય તો પા

છો ફરે નહીં. અને જો એ શખ્સ પાછો નહીં ફર્યો અથવા પાછો ફર્યો પણ મીકાત ઉપર આવીને તલબીયા કહી નહીં, અથવા હજ્જનુ કામ શરૂ કર્યા બાદ પાછો ફર્યો તો આ ત્રણે સુરતોમાં દમ આપવુંજ પડશે. અને જે કોઇ કેરાન માટે જાય અને વગર એહરામે મીકાતથી આગળ વધે તો તે મુફરેદની જેમ એકજ દમ આપે.

જો કોઇ મીકાતથી બહાર રેહનારો (આફાકી) હિલ્લમાં એટલે મીકાત અને હરમની વચ્ચે કઇ કામને માટે જાય, દાખલા તરીકે કોઇ મુબઇથી જીદા કોઇ જરૂરતને માટે જાય, તો તે શખ્સને વગર એહરામે જવું દુરસ્ત છે. જ્યારે તે ત્યાં ગયો તો ત્યાના લોકો તથા રેહનારાઓના હુકમમાં એ પણ આવ્યો. તો ફરી જો એ શખ્સ હવે મક્કામાં કોઇ જરૂરતને લીધે જશે તો વગર એહરામે એને જવું દુરસ્ત છે. અને જો હજ્જ કરવા ચાહે તો હિલ્લમાથી એહરામ બાધે જેમકે ત્યાના લોકો કરે છે. જો આફાકી એટલે મીકાતથી બહાર રેહનારો વગર એહરામે હરમમાં જશે તો તેને હજ્જ અથવા ઉમરો કરવો વાજેબ થાય છે. જો અનેકવાર ગયો હશે તો દરેક વાર વગરં એહરામે જવાને બદલે એક એક હજ્જ અથવા ઉંમરો કરે. જો મીકાત ઉપર પાછો ફરીને એહરામ બાધી લેશે તો છેલી વેલાના (વગર એહરામે) જવાનો બદલો કાફી થશે. અને બાકી માથે વાજેબ રહેશે. અને જો આફાકી વગર એહરામે જશે અને ફરી તેજ વર્ષમા ફરજ હજ્જ અથવા નજર (હજ્જ) અથવા નજર ઉમરો અદા કરશે તોપણ વગર એહરામે દાખલ થવાનો કાયદો માથે રેહશે નહીં. પણ જો આગલે વર્ષ કરશે તો માથેથી ઉતરશે નહી તેને માટે જુદુ એહરામ બાધીને અદા કરવું પડશે.

જો કોઇએ ઉમરો કર્યો અને ફરી બોડાવવા કે કતરાવા પેહેલાં બીજા ઉમરાનું એહરામ બાધ્યુ તો દમ આપશે. પણ જો બીજો ઉમરો અદા કર્યા પેહેલાં મુડાવશે ( અથવા કતરાવશે ) તો બીજો દમ વરી આપશે. વલ્લાહો તઆલ આલમો.

## ફસલ ૬

### હદી તથા કુરબાની વિષે.

હદી તે ઘેટુ બકરી એક વર્ષની છે અને ઊટ પાચ વર્ષનું છે. અને ગાય ભેંસ બે વર્ષની છે. અને તેને (ગરદનમા) કેલાદો નાખીને પ્રખ્યાત કરવી અથવા સાથે અરફાત ઉપર લઇ જવી વાજેબ નથી. પણ કેરાન, તમન્તોઅ, નફ્લ, અને નજરના દમને જો તે બુદના હોય તો કેલાદો નાખીને અરફાતમા સાથે લઇ જવું મુસ્તહબ છે .અને જો ઘેટુ કે બકરી હોય તો મુસ્તહબ નથી. અને જુબ્હ કરનારને (જેની તરફથી જુબ્હ થયુ હોય તેને) કેરાન તથા તમત્તોઅના દમમાથી ખાવું મુસ્તહબ છે. અને નફ્લ દમ જો હરમમા જઇને જુબ્હ થાય તો તેનુ પણ ખાવું જુબ્હ કરનારને દુરસ્ત છે. અને ગુન્હગારીનો દમ હજ્જથી રોકાણનો દમ, નજરનો દમ, અને નફ્લ દમ જે માર્ગમાં જુબ્હ જાય અને હરમ સુધી પુગે નહીં તે જુબ્હ કરનારને તથા પૈસાવાળાઓને ખાવું દુરસ્ત નથી. જો ખાશે તો કીંમત આપવી પડશે.

અને હદીની સર્વ જાતને હરમમા જુબ્હ કરવી જરૂર છે હરમથી બહાર દુરસ્ત નથી. પણ તે મિનાંમાંજ થાય એ અગત્યનુ નથી. અને હરમના ફકીરોને આપવું અફજલ છે પણ તેઓનેજ આપવું એવુ બંધન નથી. અને કેરાન તથા તમત્તોઅના દમને અયામે નહરમા જુબ્હ કરે જો પહેલાં જુબ્હ કરશે તો ગણતરીમા આવશે નહીં અને જો અયામે નહર પછી કરશે તો ગણતરીમાં આવશે પણ ઢીલ કરવાનો એક દમ આપવો પડશે અને બીજી હદીમાં અયામે નહરનું બંધન (શરત) નથી.

અને હદીની નકીલ (અછોડો)તથા ઝુલ (ઓડો) ને પણ સદકો કરે. અને કસાઇની મજુરી હદીમાંથી આપે નહીં પણ જો સદકો કે હદવાની રૂએ આપે તો કાંઇ દોષ નથી. અને હદી ઉપર સવાર થાય નહીં અને જો લાચારી હોય તો કઇ હરકત નથી. પણ જો સવારી કરતા અથવા બોજો લાદતાં કંઇ નુકસાની થશે તો નુકસાનીનો

બદલો ફકીરોને આપવો પડશે. અને તે પૈસાવાળા ઓને આપવુ પૂરતુ (કાફી) થશે નહીં. અને હદીનુ દુધ દોહવુ. નહી. જો તે ઘણું ટપકવા લાગે, તો જો જુબ્હ કરવાનો વખત પાસે આવ્યો હોયતો તેને ઠંડા પાણીથી બંધ કરે અને જો જુબહ કરવાનો વખત આઘે હોય તો દોહીને ફકીરોને સદકો આપે. જો પૈસા વાળા-ઓને આપશે અથવા પોતે પીશે તો કીમત આપવી પડશે.

જો હદીમા તેની જગ્યાએ પુગવા પહેલાં એવું કંઇ નુકસાન થાય કે તેની કુરબાની થઇ શકતી ન હોય તો જો તે હદી વાજેબ છે તો તેના બદલામા બીજી લાવે, અને નુકશાની વાળીને. ચાહે તે કરે. અને જો તે હદી નફ્લ હોય તો જુબ્હ કરે અને તેના કેલાદાને તેના ખુનમાં ખરડીને તેની કોહાન ઉપર ખુનનો ડાગો લગાડે આ આ વાતની નિશાની છે કે તેને પૈસાદાર ખાય નહીં.

હજજ કરનાર જો મોસાફર હોય તો તેને માથે કુરબાની વાજેબ નથી અગર જો તે પૈસા-વાળો હોય. પણ જો મક્કામાં (પંદર દીવસની કે તેથી વધારેની નૈયત કરી) રેહવાને લીધે મો-સાફર નહીં રહે અને મોકીમ થાય તો પૈસાવાળો હોવાથી તેના પર કુરબાની પણ વાજેબ છે કેરાન વગેરેના દમથી કુરબાની માથેથી ઉતરતી નથી. પણ કુરબાની એક જુદુ વાજેબ છે તેનુ અદા કરવું પણ જો હાજી પૈસાવાળો તથા મોકીમ હોય તો વાજેબ છે.

જે મોહરેમ દુશમન કે દરીન્દા (ફાડી ખા-નાર જાનવર) કે બીમારીના ગલબાની બીકથી રોકાય જાય તેને મોહસર કહે છે તો જો એ મોહસર મુફ્રેદ છે અથવા ઉમરો કરનાર છે તો તે એક દમને અથવા દમની કીમતને આપીને કોઇને હરમ શરીફમા મોકલે કે તે શખ્સ હરમમા જઇને જુબ્હ કરે અને જુબ્હ કરવાનો વખત તથા તારીખ નીમે કે જેથી જુબ્હ કર્યા બાદ એ હલાલ થાય. આ જુબ્હમા પણ ઐયામે નહર જરૂર નથી (તેથી આગલ પાછલ જુબ્હ કરશે તેઓ દુરસ્ત છે) અને જો દમ અથવા તેની કીમતની શકિત ન હોય તો જ્યા સુધી હરમમાં જુબ્હ ન થાય અથવા પોતે જઇને તવાફ સઇ કરીને મુડાવે નહી તાહાં સુધી તે હલાલ થઇ શકતો નથી. અને જો તે મોહરેમ કારેન છે તો બે દમ મોકલે જો એક દમ મોકલશે તો એક પણ એહરામથી નીકલશે નહીં. અને જો મોહસર દમ મોકલે નહી પણ જ્યાં સુધી રોકાણ કરનાર દુર થાય નહી ત્યા સુધી સબર કરે, અને ફરી પોતેજ જાય તો પણ દુરસ્ત છે. ફરી જો હજજનો વખત મલી આવ્યો તોઠીક અને નહી તો ઉમરાના કામો કરીને હલાલ થાય.

અને મોહસર ફકત જુબ્હથી હલાલ થાય છે. મુડાવે અથવા ન મુડાવે. જો જુબ્હના વખ-તથી પેહેલા હલાલ થશે અથવા એવું જણાશે કે જુબ્હ હરમમાં થયુ નથી પણ હિલ (હરમ બહાર) થયુ છે તો જીનાયતનો કફ્ફારો વાજેબ થશે. જો જેનાયત અનેકવાર થશે તો કફ્ફારા પણ અનેક આપવા પડશે.

અને જે મોહસર હરમમા જુબ્હ કરીને હલાલ થાય છે તેને માંથે કજા વાજેબ થાય છે, તો જો હજજના એહરામથી હલાલ થયો છે. અને તે હજજ નફ્લ છે તો જો આજ વર્ષમાં કજા કરશે તો એક હજજ કરે. અને જો આવતે વર્ષ કજા કરશે તો એક હજજ અને એક ઉમરો કરે. અને જો કિરાન કરશે તો પણ દુરસ્ત છે. અને જો કિરાનથી હલાલ થયો છે તો જો આજ વર્ષ કજા કરશે તો કિરાન કજા કરે અને જો બીજે વર્ષ કરશે તો જોઇએ તો એક હજજ અને બે ઉમરા કરે અને જોઇએ તો એક કિરાન અને એક ઉમરો કરે. અને ઉમરો કરનાર ફકત એક ઉમરાનીજ કજા કરે. ક્યારે પણ તે કજા કરે.

અને મોહસર દમ મોકલી આપે અને ફરી રોકાણ મટી જાય તો જો તે હદી અને હજજ બનેને મેલવી શકે છે તો તેપર વાજેબ છે કે જઇને હજજ અદા કરે. અને હદીને જોઇએ તે કરે. અને જો હદી અને હજજ બનેને મેળવી શકતો નથી અથવા હજજને મેળવી શકતો નથી. તો જવાની કઇ જરૂર નથી. જોઇએ જાય અને જોઇએ તો નહીં જાય અને જો હદીને તો મળી શકતો નથી. પણ હજજનો વખત મળી શકે છે તો અફજલ આ છે કે જઇને હજજ કરે. જો નહીં કરશે તો કશો બાધ

નથી. અને જો અરફાતનાં ઠરવા પછી રોકાણુ થઇ હોય તો તે મોહસરની ગણતરી માં નથી કારણ કે તવાફે જીયારત (એને માથે રહો છે અને તે)નો વખત આખી ઉમર છે. પણ જો તવાફ ઐયામે નહરથી·પાછલ પડશે તો પાછલ કરવાનો દમ આપવો પડશે. જો મક્કામા હજ્જના બે રૂકનો (અરફામા ઠેરવાથી તથા તવાફે જીયારત)થી રોકાશે તો તે મોહસર થાય છે પણ જો તે એકથી રોકાયો હોય તો મોહસર નથી. કારણુ કે જો તે અરફામાં જવાથી રોકાયો છે તો તે ઉમરાના કામો કરીને હલાલ થશે. અને જો તે તવાફે જીયારતથી રોકાયો છે તો એ તવાફનો વખત નીમાયલો નથી. આખી ઉમરમા થઇ શકે છે. વલ્લાહો તઆલા આલમો બિસ્સવાબ.

## ફેસલ ૭.

## પારકાના તરફથી હજ્જ કરવા વિષે

હવે જાણવુ જોઇએ કે હજ્જ તથા ઉમરો નાએબ બનાવાથી પણુ થઇ શકે છે. કે કોઇ કોઇના તરફથી અદા કરે. તો ઉમરો તથા નફલ હજ્જમાં તો નાએબ કરવા માટે કોઇ શરત નથી. હાં તે કરનારમા લાએકાત એટલે ઇસ્લામ, અકલ, અને સમજ હોવી જોઇએ. પણુ ફરજ હજ્જ અદા કરવા માટે કેટલીક શરતો છે કે તે વગર ફરજ હજ્જ નાએબ પણાથી અદા થઇ શકિત નથી.

પેહેલી આ કે જે શખ્સ પોતાની હજ્જ કરાવે તેપર પ્રથમ હજ્જ ફરજ થઇ હોય. તથા હજ્જ ફરજ થયા પછી તે પોતે જવાથી કઇ ઉજરને લીધે આજીજ હોય. અને મરવા સુધી આજીજ રહો હોય. તો જો કોઇએ હજ્જ ફરજ થયા પેહેલા હજ્જ કરાવી, અને તે પછી તેપર હજ્જ ફરજ થઇ તો તેને માથે હજ્જ ફરજ રેહશે અને પેહેલી હજ્જ નફલ રેહશે. અને એવીજ રીતે જો તેના ઉપર હજ્જ ફરજ થઇ પણુ અશકિત હોવા પેહેલાં હજ્જ કરાવી અને ફરી આજીજ થયો તો હજ્જ ફરજ અદા થતી નથી ફરી કરાવવી વાજેબ થશે. અને જે ઉજરને લીધે આજીજ થઇને હજ્જ કરાવી છે ને જો એવો ઉજર હોય કે તેના જતા રેહવાની આશા છે દાખલા તરીકે જેમકે તે ઘણો બીમાર હતો અને હજ્જ કરાવ્યા પછી તે ઊજર દુર થયો તો ફરજ હજ્જ અદા થશે નહીં. ફરી પોતે કરવી લાજેમ થશે. અને જો તે એવો ઊજર હતો કે તેના સારા થવાની આશાજ હતી નહીં દાખલા તરીકે જેમકે કોઇની આખો જતી રહી હતી અને ફરી હજ્જ કરાવ્યા પછી હક્ક તઆલાની કુદરતથી તે સાજી થઇ તો હવે ફરીથી હજ્જ કરવી તેને માથે ફરજ નથી, તેની ફરજ હજ્જ અદા થઇ ચુકી.

બીજી શરત આ છે કે જે શખ્સ આજીજ થયો હોય તે બીજા માણુસને હજ્જ કરવાનો હુકમ કરે અને માર્ગ ખરચ તેને આપે. અને જનારો તેનાજ ખરચથી સવાર થઇને હજ્જ અદા કરે. અને જો મરેલો માણુસ હજ્જ કરાવવાની વસીયત કરી ગયો હોય તો તેનો વારેસ અથવા વસી (હરસ્ટી) તેવીજ રીતે બીજાને હુકમ કરે અને વાટ ખરચ આપે. તો જો કોઇ માણુસ જીવતા તરફથી વગર તેના હુકમે હજ્જ કરી દેશે તો જીવતાનુ ફરજ માથેથી ઊતરશે નહીં. અને મુરદુ પણુ જો વસીયત કરીને મર્યું હોય તો વારેસને વગર હુકમે મુરદાની ફરજ હજ્જ અદા થઇ શકિત નથી, પણુ જો હજ્જની વગર વસીયતે મુડદુ મરી ગયુ હોય તો જો કોઇએ વારેસ હોય કે પારકો હોય મેહરબાનીની રૂએ તેની ફરજ હજ્જ અદા કરી તો મુડદાની ફરજ હજ્જ અદા થશે. ઇનશા અલ્લાહો તઆલા. એવીજ રીતે આજીજ (અશકત) અથવા મુડદાના વારેસે (હજ્જ કરવાનો) હુકમ તો કર્યો પણુ (માર્ગ ખરચના) રૂપીયા આપ્યા નથી તો પણુ હજ્જ ફરજ અદા થશે નહીં. અને જો રૂપીઆ તો આપ્યા પણુ જેને હુકમ કરીયો તેણે પોતાના રૂપીયાથી હજ્જ કરી તો જો તે હુકમ કરનારના રૂપીયામાંથી મજરે લેશે તો ફરજ હજ્જ અદા થઇ જશે. અને જો મજરે નહીં લેશે તો અદા થશે નહીં. એવીજ રીતે જો માર્ગમાં સવાર થયો નહીં પણ પેદલ ચાલીને હજ્જ કરી તો પણુ આમેરની * ફરજ હજ્જ અદા થશે નહીં, અને રૂપીયા

* હુકમ કરનારને આમેર કહે છે અને જેને હુકમ કરે તેને મામુર કહે છે ગ્રા૦ મો.

પાછા આપવા પડશે. અને ખરચમાં તથા સવાર થઇ ચાલવામાં ઘણાની ગણતરી છે. જો ઘણા રૂપીયા આમેરના ખરચ્યા અથવા માર્ગના મોટા ભાગમાં સવાર થયો તો ફરજ અદા થાય છે. અને ઓછામાં નથી. પણ હા, જો મુકદ્દ વસીયત કરીને મર્યું અને તેના તેહાય (ત્રતીયાંસ ⅓) માલમા એટલી ગુનજાએશ નથી કે તેના વતનથી સવાર થઇને હજ્જ કરી શકે તો જ્યાંથી થઇ શકે ત્યાંથી સવાર થઇને અદા કરે અને બાકી ચાલતો કરે તો મુડદાની ફરજ હજ્જ અદા થાય છે. જે માણસને હજ્જ કરવાનો હુકમ આપેલો તેણે જો આમેરના રૂપીયાને પોતાના રૂપયામાં ભેગા કર્યા અને ફરી તે ભેગા કરેલાથી હજ્જ કરી તો જો આમેરના ઘણા રૂપીયા ખરચ થયા છે તો આમેરનું ફરજ અદા થશે. અને રૂપીયાનો બદલો આપવાથી છુટકારો થશે.

ત્રીજી. હજ્જ કરનારો હજ્જ કરવાની લાયકાત રાખતો હોય. એટલે તે મુસલમાન, આકેલ તથા સમજદાર હોય. ગાડો કે છોકરૂ ન હોય.

ચોથી. જો માલમાં ગુન્જાએશ હોય તો આમેરના વતનથી હજ્જ કરે અને નહીં તો મીકાતથી આગળ જયાંથી થઇ શકે ત્યાંથી કરે.

પાચમી એહરામની વખતે આમેરના હજ્જની નૈયત કરે. જો જુબાનથી કહે લબ્બૈક અન ફોલાનીન[1] મસલ તો ઘણું સારૂ છે. અને નહીં તો દીલથી (નૈયત કરવી) પણ બસ છે. જો એહરામ બાધતી વેળા મુબહમ (મુગમ) એહરામ બાધ્યુ કોઇના તરફની નૈયત કરી નહીં તો હજ્જના કામો શરૂ કરવા પેહેલા નૈયત કરી લ્યે. જો હજ્જના કામો શરૂ કર્યાં પછી નૈયત દુરૂસ્ત થતી નથી. જે હજ્જ કરે છે તેની હજ્જ થશે અને આમેરનો ખરચ પાછો આપવો પડશે. અને પોતાના તરફથી હજ્જની નૈયત કરશે તો પણ રૂપીયાનો બદલો આપશે. અને એવીજ રીતે જો કોઇ બીજા શખ્સની નૈયત સાથે કરશે ફરી તે બીજો શખ્સ પણ આમેર હોય અથવા ન હોય તો બને શખ્સોની હજ્જ થશે નહીં પણ હજ્જ કરનારની હજ્જ થશે બનેનો ખરચ પાછો આપવો લાજેમ થશે. જો કોઇ શખ્સે વગર હુકમે પોતાની તરફથી જે પારકાઓના તરફથી અથવા પોતાના બને માં બાપોના તરફથી એક એહરામમાં નૈયત કરશે તો એહરામ પછી હજ્જના કામો શરૂ કરવા પેહેલાં અથવા હજ્જથી ફારેગ થયા પછી જો એકની તરફથી ઠેરવશે તો રૂરસ્ત છે. કારણ કે આ હજ્જ અદા કરનારના તરફથી થઇ છે તે બનેની નૈયત નકામી ગઇ. હવે જેને ચાહે તેને સવાબ આપે. અને જોઇએ તો બનેને સવાબ આપે દરેક રીતે દુરૂસ્ત છે.

છઠ્ઠી. જેને હુકમ થયો હોય તે પોતે હજ્જ કરે બીજાથી કરાવી શકતો નથી. જો માર્ગમાં તે માદો થશે અને બીજા શખ્સને મોકલશે તો રૂપીયા પાછા આપવા પડશે આમેરની હજ્જ થશે નહીં. પણ જો આમેરે બીજાને હુકમ કરવાની ઇજાજત આપી હોય અને તેની રાયપર સોપીયું હોય તો કશી હરકત નથી.

સાતમી. હુકમ કરનારની મીકાતથી હજ્જનું એહરામ બાંધે અને આમેરના હુકમ વિરૂદ્ધ કરે નહી. તો જો આમેરે હજ્જનું કહ્યુ અને મામુરે તમત્તોઅ કર્યો તો રૂપીયાનો બદલો આપશે અને હજ્જ આમેરની નહી પણ મામુરની થશે. એવીજ રીતે જો ઇફરાદની જગ્યા કિરાન કરશે તો વિરૂદ્ધ કરનાર થયો અને રૂપીયા પાછા આપશે પણ જો આમેરે ઇજાજત આપી હોય કે કિરાન કરજે તો દુરૂસ્ત છે અને કિરાનનો દમ પોતાના માલથી આપે આમેરના માલથી દુરૂસ્ત નથી અને તમ-તોઅ કરવો તો તેને કોઇ પણ રીતે દુરૂસ્ત નથી. આમેરે હુકમ આપ્યો હોય તો એ. કારણ કે આમેરની મિકાતથી (તમ-તોઅ) કરવાથી હજ્જ થશે નહી પણ આટલુ કે આમેરના હુકમથી જો તમન્તોઅ કરશે તો આમેરની હજ્જતો અદા થશે નહીં પણ રૂપીયા પાછા આપવા પણ પડશે નહીં.

આ મજકુર બાબતોની સભાળ પછી જો મામુર આમેરના તરફથી હજ્જ કરશે અને તેને પૂરી કરશે તો ઠીક છે. પણ જો હજ્જને ફાસેદ કરશે તો પણ મામુર રૂપીયાનો બદલો આપશે.

[1] અર્થ—ફલાણાના તરફથી લબ્બૈક" બોલતીવેળા "ફોલાન"ની જગ્યા જેણે હુકમ કર્યો હોય તેનુ નામ લ્યે. ગુ મો.

અને ફરી જે હજ્જ કરશે તે , પણ મામુરની તરફથી થશે આમેરની હજ્જ અદા થશે નહીં.

જો મામુર આમેરની હજ્જ અદા કરવા પછી પોતાની તરફથી ઉમરો કરશે તો એ દુરસ્ત છે. આમેરના હજ્જમાં નુકસાન આવશે નહીં પણ પોતાના ઉમરામાં જેટલું રહે તેનો ખરચો આમેર પાસેથી લ્યે નહીં. અને હજ્જ અદા કર્યા પછી બેહતર આ છે કે આમેરના વતને જ્યાંથી ગયો હતો ત્યા મામુર પાછો આવે જો મક્કામાં રહી જશે તો પણ કંઇ ડર નથી. કારણ કે હજ્જ અદા કરી ચુકયો છે. પણ પાછું આવવુ અફજલ છે કે આમેરના અદા કરવાની જેમ નાએબનુ અદા કરવુ થાએ. જો કોઇએ કોઇને હજ્જ કરવાનો હુકમ કર્યો. તેણે બીજે ત્રીજે વર્ષે હજ્જ કરી તે વર્ષે હજ્જ કરી નહીં તો કંઇ હરકત નથી. આમેરનીજ હજ્જ થશે.

અને હજ્જ કરાવામા ઉજરત (મજદુરી) થી હજ્જ કરવે નહીં. અને હુકમ કરતી વેળા એવા શબ્દોથી હુકમ નહીં કરે કે જેથી મજદુરી સમજાએ પણ જો મજદુરીથી હજ્જ કરાવશે તો પણ હજ્જ આમેરનીજ થશે. અને મજદુરી પાછી આપવી પડશે. અને આ હજ્જ કરનારને ખરચ જેટલા રૂપીયા અપાવાશે.

જે શખ્સે પોતે હજ્જ કરી નહોય અને તે બીજા શખ્સની તરફથી હજ્જ કરશે તો આમેરની હજ્જ અદા થશે પણ મકરૂહ છે. જો સ્ત્રી પુરૂષની તરફથી હજ્જ કરશે તો આ પણ દુરસ્ત છે પણ પુરૂષથી કરાવે તો બેહતર છે. અને અફજલ આ છે કે મામુર મસલાઓથી જાણીતો હોય કારણ કે અવામ મસલાથી અંજાણુ હજ્જ અદા કરવામા ઘણુ ખરૂ નુકસાન કરે છે.

જો મામુરથી હજ્જ ફોત થાય તેની કસુરથી તો રૂપીયાનો બદલો આપવો પડશે પણ જો બીજે વર્ષે પોતાના રૂપીયાથી આમેરની હજ્જ અદા કરશે તો આમેરની હજ્જ અદા થઇ જશે, અને રૂપીયા પાછા આપવાથી છુટકારો થશે. અને જો એમાં મામુરની કસુર નહોય તો રૂપીયા પાછા આપવા પડતા નથી. ફરી નાએબ બનાવનારની તરફથી બીજે વર્ષે હજ્જ કરે. અને રોકાણ (હિસાર) નો દમ આમેરના માલમાંથી આપે. અને કિરાન તથા તમતોઅ વિષે જો આમેરે હુકમ આપ્યો હોય તો મામુર પોતાના માલમાંથી કિરાન તથા તમતોઅનો દમ આપશે. અને એમાં વિરૂધ્ધ પડવાનુ તથા રૂપયાનો બદલો આપવાનું બયાન ઉપર આવી ગયુ છે અને જીનાયતનો દમ પણ મામુર પોતાના માલથી આપશે.

જો કોઇ વસીયત કરી ગયો હોય કે મારી હજ્જ અદા કરાવશો તો તેના ત્રતીયાંસમાલથી હજ્જ કરાવાશે. જો ત્રતીયાસ માલમાં ગુનજાએશ હોય કે વસીયત કરનારના વતનથી હજ્જ થઇ શકશે તો બેહતર છે. ( ત્યાથી કરાવે ) અને નહી તો જયાથી થઇ શકે ત્યાથી કરાવે. અને જો એટલો માલ પણ નહોય કે મીકાતથી કરાવાય તો વસીયત બાતેલ થશે.

મામુરનો નફકો જે તેને જરૂર હોય છે તે આ છે. રોટલી માસ, શાક, ઘી, દીવાનુ તેલ, એહરામના કપડા, પીવાનુ પાણી. સફરના કપડા, કપડાં ધોવાનો મસાલો અથવા મજદુરી. અને માર્ગની જરૂરી ચીજો મશક, વાસણો, હજામ વગેરેનો ખરચ, મકાનનુ ભાડું સબાલનું કીરાયુ (અથવા મજદુરી) અને મામુરની લીયાકત તથા ઇજતને લાએક જેજે ચીજો જરૂરત હોય તે આપવી જોઇએ વધારે આપે નહીં અને કમી પણ કરવી જોઇએ નહી. પણ સદકો (હદયો) તથા ઝીયાફત આમેરના માલથી કરે નહીં. કોઇને ઉછીતા આપે નહી. વોજુ જનાબતનું ગુસલ અને દવા મૈયતના માલથી કરે નહીં પણ પોતાના માલથી કરે. પણ જો આમેરે ઇજાજત આપી હોય તો આ સર્વ દુરસ્ત છે. જેથી મામુરને જોઇએ કે આમેરથી દરેક રીતની રજા લ્યે. કે જેથી તંગી તથા બીંરી પડે નહી. અને માર્ગમાં જો ઠરવું પડે તો જો કાફલાની ( કે આગબોટની ) ઇનતેજારીને લીધે ઠેરે તો જેટલા દીવસ રહ્યો હોય તેનો ખરચ આમેરના માલથી લ્યે અને જો પોતાની ગરજે રેહશે તો પોતાની પાસેથી ખરચ કરે. એવીજ રીતે હજ્જ પછી જો વહાણ કે કાફલાને લીધે રેહવું પડે તો આમેરના માલથી ખરચ કરે. અને નહીં તો પોતાના માલથી ખરચ કરે. ફરી જયારે ત્યાંથી આવે તો

આમેરના માલથી ખરચ કરવા લાગે. પણ જો હજ્જ પછી ત્યાં રેહવાનો વિચાર કર્યો હોય, અને ઉપર લખાયલું છે કે એ દુરસ્ત છે તો હવે માસુરનો ખરચ આમેરના માલથી બંધ થયો. ફરી જો દેશ આવવાનો વિચાર થશે તો હવે પોતાને પાસેથીજ ખરચ કરે આમેરના માલથી ખરચ કરવો દુરસ્ત નથી. એવીજ રીતે જો મક્કામાં જીલહજ્જ પેહેલાં પોહોંચે તો પણ પોતાની ગાંઠનું ખરચ કરે ફરી જ્યારે જીલહજ્જ શરૂ થાય તો આમેરના માલથી ખરચ કરવા લાગે. ફરી હજ્જ પછી જ્યારે આમેરના વતનમાં પાછો ફરે અથવા મક્કામાં રેહવાની ઠેરાવે. તો જે કંઇ નગદી અસબાબ આમેરના માલથી બચી રેહશે તે સર્વ આમેરને હવાલે કરે. જો આમેર પોતાની મેહરબાનીથી આપે તો લેવુ દુરસ્ત છે. (અને મદીના શરીફ આવવા જવાનો ખરચ આમેરના માલથી ખરચવો દુરસ્ત નથી.) વલ્લાહો તઆલા આલમો.

## અથ સમાપ્તી.

હવે જાણવુ જોઇએ કે સરવરે કાએનાત (સલ)ના રોજા મોતહહરાની જીયારત કરવી એ મુસ્તહબ્બોમાં એક અફ્જલ કામ છે. એટલુંજ નહીં પણ કેટલાકોએ વાજેબની પાસે લખી છે. અને ફખરે આલમે (સલ) ફરમાવ્યુ છે કે જે કોઇ મારી કબરની જીયારત કરશે તેને માટે મારી શફાઅત લાજેમ થઇ. અને ફરમાવ્યુ છે કે જે કોઇ મારી જીયારતે આવશે અને તે આવવામાં તેને માત્ર જીયારતજ કરવી મતલબ હશે બીજી કોઇ ગરજ ન હશે તો મારા ઉપર હક્ક થયું કે હુ તેને કેયામતમા શફાઅત કરૂ. અને ફરમાવ્યુ છે કે જે કોઇ મારા પ્રનતેકાલ પછી મારી કબરની જીયારત કરશે તેની મીસલ એવી છે કે જેણે મારી જીનદગીમા મારી મુલાકાત લીધી. તો જે શખ્સ ઉપર હજ્જ ફરજ થાય તો પ્રથમ તેને હજ્જ કરવી બેહતર છે અને નહીં તો તેને અખ્તીયાર છે જોઇએ પ્રથમ હજ્જ કરે અથવા પ્રથમ મદીના મોનવવરામા જાય.

જ્યારે મદીના શરીફની તૈયારી કરે તો બેહતર આ છે કે કબર મોતહહરની જીયારતની નેયત કરીને જાય કે જેથી આ હદીસ—" જે કોઇ માત્ર મારી જીયારતનેજ માટે આવશે તો તેની શફાઅત મારા ઉપર હક્ક થઇ ગઇ "—તેના ઉપર ખરી આવે. અને જ્યારે મદીના શરીફ ચાલવા લાગે તો માર્ગમાં દોરૂદ શરીફ ઘણુ પડતો રહે ફરી જ્યારે ત્યાંના ઝાડો દેખાવા લાગે તો વરી ઘણુ પઢે. જ્યારે ત્યાંની ઇમારત દેખાય તો દોરૂદ શરીફ પઢીને કહે. અલ્લાહુમ્મ હાજા હરમો નબીય્યેક ફજઅલહો વેકાયતલ લી મિન-ન્નાર વ અમાનમ-મિનલ અજાબે વ સુઇલ હિસાબ* અને મુસ્તહબ છે કે ગુસલ કરે. અથવા વોજુ કરે. અને કપડાં પાક સાફ સારો લીબાસ પેહેરે અને જો નવા કપડા હોય તો બેહતર છે અને ખુશબો લગાડે. આગવથીજ (સવારીથી ઉતરી પડી) પેદલ ચાલે. અને ખોશુઅ ખોજુ (નમ્રતા) તવાજો જેટલા થઇ શકે તેટલા કરે, કમી કરે નહીં. અને તે જગ્યાની મોટાઇ ખીયાલમા રાખી દોરૂદ શરીફ પઢતો પઢતો ચાલે જ્યારે મદીના મોતહહરામાં દાખલ થાય તો આ કહે. રબ્બે અદખેલ્લની મુદખલ સિદકીવ વ અખરેજની મુખરજ સિદકીવ વજઅલ લી મિલ્લ લદુનક સુલતાનં નસીરા અલ્લાહુમ્મ ફતહ લી અબવાબ રહમતેક વરજોકની મિન જેયારતે રસુલેક (સલ)મા રજકત અવલેયાઅક વ અહલ તાઅતેક વગફેરલી વરહમની યા ખેર મસઉલ † અને અદબ તથા હોજુરે કલબ કરે. અને દોઆ તથા દોરૂદ શરીફ ઘણુ પઢે. ત્યા દરેક જગ્યા રસુલુલ્લાહ

* અર્થ ઓ અલ્લાહ આ તારા નબીનો હરમ છે તો તુ તેને મારે માટે અગ્નિનો બચાવ કર અને અજાબ તથા બુરા હીસાબથી અમન કર ગુ મો

† અર્થ—ઓ મારા પરવરદીગાર દાખલ કર તુ મને સારી જગ્યામા અને કહાડ તુ મને સારી જગ્યામાં અને કરતુ મારે માટે તારી પાસેથી મજબુત મદદગાર ઓ અલ્લાહ તુ ખોલ મારે માટે તારી રહમતના દરવાજા મને આપ અને તારા રસુલ (સલ)ની જીયારતથી જે ચીજ કે આપી છે તે તારા દોસ્તોને અને તારી બદગી કરનારાને અને તુ મને બખ્શ અને મારાપર રહમ કર ઓ બેહતર સવાલ થએલા ગુ. મો

(સલ)ના કદમ પડેલા છે ઇમામ માલેક (રહ) મદીના મોનવ્વરામાં સવારીએ બેસતા નહોતા તેવણુ ફરમાવતા હતા કે મને શરમ આવે છે કે જે જમીનમાં હબીબુલ્લાહ (સલ) ચાલેલા ફરેલા હોય તેને હુ સવારીની સુમ (કે ખુરી)થી રોલું. અને ફરી જ્યારે મસજેદે નબવીમા દાખલ થાય તો પ્રથમ જમણો પગ દાખલ કરે અને મસજીદમા દાખલ થવાની દોઆ તથા દોરૂદ શરીફ પઢે. અને બાબે જીબરઇલથી દાખલ થવુ બેહતર છે. ફરી કબર શરીફ અને મીમ્બરની વચ્ચે જે જમીન છે જેનુ નામ રોદા મુબારક છે અને એ જનતનો તુકડો છે તેમા તહીયતુલ મસજીદ પઢે તે એવી રીતે કે મીમ્બર જમણા ખબાની સિધ ઉપર રહે અને જે થાભલાની નીચે પેટી છે તે સામે રહે. આ હબીબુ-લ્લાહ (સલ)ના ઠેરવાની જગ્યા છે. અને તહીયતુલ મસજીદ પછી સિજદો (શુકરનો) કરે કે હકક તઆલાએ આ નેમત મને નસીબ કરી. અને જે ચાહે તે દોઆ કરે ફરી કબર શરીફની પાસે હાજર થાય અને શિરઆણાની દીવારના ખુણામા જે થમ્ભ છે તેથી ત્રણ ચાર હાથને ફાસલે ઊભો રહે અને કિબ્લાની તરફ પીઠ કરીને જરા ડાબા તરફ ઝુકેલો રહે કે જેથી ચેહરા મુબારકનો બરાબર સામનો થાય. અને પૂરા અદબ તથા નમ્રતાથી ઉભો રહે અને ઘણો કરીબ થાય નહી, અને દીવારને હાથ લગાડે નહીં કેમકે તે અદબ તથા હેબતની જગ્યા છે. અને હજરત (સલ) ને લહદ શરીફમા કિબલા તરફ ચેહરો મુબારક રાખીને લેટેલા છે એવુ ધ્યાન કરે અને કહે.

અસ્સલામો અલૈક યા રસુલ-લ્લાહ અસ્સલામો અલૈક યા ખૈર ખલકિ-લ્લાહ અસ્સલામો અલૈક યા ખેયરત-લ્લાહે મિન ખલકિ-લ્લાહ અસ્સલામો અલૈક યા હબીબ-લ્લાહ અસ્સલામો અલૈક યા સૈયદ વુલદે આદમ અસ્સલામો અલૈક અૈયોહં નબીયો વ રહમતુ-લ્લાહે વ બરકાતોહ યા રસુલ-લ્લાહ ઇન્ની અશહદો અન લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહુ વ અશહદો અન્નક અબદોહુ વ રસુલોહુ અશહદો અન્નક બલ્લગત—રૈસાલત વ અદદૈતલ અમાનત વ નસહતલ ઉમ્મત વ કશફતલ ગુમ્મત ફજજાક-લ્લાહો ખેર જજાક—લ્લાહો અન્ના અફદલ મા જાજા નબીયં અન ઉમ્મતિહી અલ્લાહુમ્મ આતે લેસૈયેદેના અબ્દેક વ રસુલેક મોહમ્મદેનીલ વસીલત વલ ફદીતલ વદ દર જત—રફીઅત વબઅસહુલ—મકામલ મહમુદ—લ્લજી વઅત્તહુ ઇન્નક લા તુખલેફુલ મીઆદ વ અનજેલહુલ—મુનજલલ મોકર્રબ ઇનદક ઇન્નક સુબહાનક જુલ ફદલીલ અજીમ * ફરી હજરત ( સલ ) ના વસીલાથી દોઆ કરે અને શફાઅત ચાહે તે આવી રીતે યા રસુલ—લ્લાહ અસઅલોકશ શફાઅત વ અતવસ્સલો બેક એલ—લ્લાહે ફી અ અમુત મુસલેમ અલા મિલ્લતેક વ સુન્નતેક † અને આ શબ્દોમા જેટ-

---

* ઓ રસુલુ-લ્લાહ તમારા ઉપર સલામ થાઓ ઓ અલ્લાહની મખલુકના બેહતર તમારા ઉપર સલામ થાઓ ઓ અલ્લાહની મખલુકમાથી અલ્લાહના પસદ કરેલા તમારા ઉપર સલામ થાઓ ઓ અલ્લાહના હબીબ તમારા ઉપર સલામ થાઓ. ઓ બની આદમના સરદાર તમારા ઉપર સલામ થાઓ ઓ નબી તમારા ઉપર સલામ થાઓ અને અલ્લાહની રહમત તથા તેની બરકત થાઓ ઓ અલ્લાહના રસુલ હુ શાહેદી આપુ છુ કે અલ્લાહ સિવાઇ કોઇ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઇ ભાગયો નથી અને હુ શાક્ષી આપુ છું કે તમો તેના બદા છો અને તેના રસુલ છો હુ શાક્ષી આપુ છુ કે તમો એ રીસાલતને પુગવી છે અને અમાનતને અદા કરી છે અને ઉમ્મતની ખેરખાહી કરી છે અને ગમને દુર કર્યો છે તો અલ્લાહ તમને સારો બદલો આપે અને નબીને તેની ઉમ્મત તરફથી જે બદલો ખુદાએ આપ્યો છે તેથી અફજલ બદલો તે અમારા તરફથી તમને આપે ઓ અલ્લાહ તુ અમારા સરદાર તારા બદા અને તારા રસુલ મોહમ્મદને નજદીકનો મરતબો, બુજુરગી અને ઉચો મરતબો આપ અને તેમને મકામે મહમુદે પોહોચાવ કે જેનો તે તેમને વાએદો આપ્યો છે અને તુ વાએદા વિરૂધ્ધ કરતો નથી. અને તેમને તુ તારી નજદીક નજદીકના ઊતારામા ઉતાર બેશકક તને પવિત્રાઇ છે મોટા ફજલવાળો છે " ગુ૦ મો૦

† ઓ રસુલુ-લ્લાહ હુ આપની પાસે શફાઅત

લો ચાહે વધારો કરે પણ તે અદબ તથા આજેજીના શબ્દો હોય. અને આગલા લોકો આ જગ્યા ટુંક શબ્દો કહેવાને બને ત્યા સુધી થોડુ હોય એને સારૂં જાણે છે. અને ઘણુ પુકારીને બોલે નહીં પણ આહીસ્તા નરમાઇ તથા અદબથી અરજ કરે. અને જેનુ સલામ કહેવુ હોય તે કહે, આવી રીતે. અસ્સલામો અલૈક યા રસુલલ્લાહ મિન ફોલાનીં-બને ફોલાનીન યસતશફેઓ બેક એલા રબેક * ફરી એક હાથ જેટલો પાછળ હટીને હજરત અબુબકર સિદ્દીક (રદી) ઉપર સલામ કહે અસ્સલામો અલૈક યા ખલીફત રસુલીલ્લાહ વ સાનીહે ફીલ ગારે રફીકહુ ફીલ અસફારે અમીનહુ અલલ અસરારે અબા બકરેની—સ્સીદદીકે જઝાક—લ્લાહો અન ઉમ્મતે મોહમ્મદીન ખૈરા‡ ફરી એક હાથ જેટલો વરી પાછળ હટીને હજરત ઓમર (રદી) ઉપર સલામ કહે અસલામો અલૈક યા અમીરલ મુમેનીન ઓમર--લ ફારૂકી—લ્લજી અઅજજ—લ્લાહો બેહી લ ઇસ્લામ એમામલ મુસલેમીન મરદીય હૈયં વ મૈયેત જઝાક—લ્લાહો અન ઉમ્મતે મોહમ્મદીન ખૈરા.† અને આ જગ્યા પણ વધારે ઓછા શબ્દો કરવાનો અખ્તીયાર છે અને જેણે કહ્યુ હોય તેનુ સલામ પોહોચવે ફરી જરા આગલ વધીને કહે અસ્સલામો અલૈક યા હજીએ રસુલી—લ્લાહે (સલ) વ રફીકૈહે વ વજીરૈહે જઝાકોમ—લ્લાહો. અહસનલ જઝાઅ જેઅના કોમા નતવસ્સલો બેકોમા એલા રસુલી—લ્લાહે (સલ) લેયશફઅ લના વ યદઊ લના રબ્બના અ યોહયેયના અલા મિલ્લતેહી વ સુનતેહી વ યહશોરના ફી જુમરતેહી વ જમીઅલ મુસલેમીન[1] ફરી આગળ વધીને મુહ મુબારકને સામે ઊભા રહીને જે કંઇ થઇ શકે પોતાને માટે માબાપને માટે તથા સર્વ મુસલમાનો માટે દોઆ કરે. ફરી ત્યાથી નીકળીને ઓસતોવાનએ અબુ લોબાબા ‡(અબુ લોબાનુ થામલો)ની પાસે આવીને બે રકઅત પઢીને દોઆ કરે ફરી રોદા શરીફમા આવીને નફલો પઢે જો મકરૂહ વખત હોય તો જીકર ઇસ્તીગફાર અને દોઆ કરતો રહે. ફરી મિન્બરની પાસ આવીને રૂમ્માનએ મિન્બર (મન્બરના ગોળા) ઉપર હાથ રાખે. કારણ કે હજરત (સલ) તેપર હાથ મુબારક રાખતા હતા ફરી ઓસ્તવાનએ હન્નાના (રડનારો થાંભલો) પાસે આવે અને સર્વ જગ્યા દોરૂદ શરીફ અને દોઆથી ગફલત કરે નહી જેમ ઘણુ થાય તેમ બેહતર છે. અને જ્યા સુધી મદીના મોનવ્વરામા રહે તિલાવત તથા જીકર કરતો રહે અને દુરૂદ સલામ ખુબ કરતો રહે અને રાતોમા ઘણો જાગે અને વખતને નકામો ખોએ નહીં, અને જયા સુધી થઇ શકે મસજેદે નબવીમા નમાજ પઢે. કબર શરીફની જીયારત પછી દરરોજ અથવા જુમઆના બકીઅ (કબરસ્તાન)ના મજારોની જીયારત પણ જરૂર કરે- કેમકે હજરત ઉસમાન (રદી) તથા હજરત અબબાસ (રદી) તથા હજરત હસન

ચાહુ છુ અને હું આપનો વસીલો અલ્લાહની પાસે લાઉ છુ આ બાબતમા કે હુ આપના દીન ઉપર તથા આપની સુનત ઊપર મુસલમાનીમા મરૂ ગુ। મો।

* અર્થ—ઓ અલ્લાહના રસુલ તમારા ઉપર ફલાણાનો છોકરો ફલાણાની તરફથી સલામ થાઓ તે તમારી શફાઅત (સીફારસ) ખુદા પાસે લઈ જાય છે. ગુ। મો।

‡ અર્થ—ઓ રસુલુલ્લાહના ખલીફા પહાડનો ખોમાં તેમના સાથી સફરોમા તેમના સાથી ભેદો ઉપર તેમના ભરોસેદાર અબુબકર શિદદીક તમારા ઉપર સલામ થાઓ અલ્લાહ તમને ઉમ્મતે મોહમ્મદના તરફથી સારો બદલો આપે ગુ૦ મો૦

† ઓ અમીરૂલ મુમેનીન ઓમર ફારૂક જેનાથી અલ્લાહે ઇસ્લામને ઇજત આપી મુસલમાનોના ઇમામ જીવતાં તથા મરાબાદ પસદ થએલા અલ્લાહ તમને ઉમ્મતે મોહમ્મદ તરફથી સારો બદલો આપે ગુ. મો.

૧ અર્થ—ઓ રસુલુલ્લાહ (સલ) સાથે લેટેલા અને તેમના સાથીયો તથા તેમના વજીરો તમો બને ઉપર સલામ થાઓ તમો બનેને અલ્લાહ તઆલા સારો બદલો આપે અમો તમારી પાસે આવ્યા છીએ અમો તમારો વસીલો રસુલુ--લ્લાહ [સલ] પાસે લઈએ છીએ કે તેવણ અમારી શફાઅત કરે તથા અમારે માટે અમારા પરવરદીગારથી દોઆ કરે કે તે અમોને તેમના દીન તથા તેમની સુનત ઉપર જીવડાવે અને અમને તથા સર્વ મુસલમાનોને તેમના ટોલામા ઊઠાવે ગુ। મો।

(રદી) તથા હજરત ઇબરાહીમ (રદી) તથા અજવાજે મોતહહરાત (હજરતની પવિત્ર બીબયો રદી) ત્યાં તશરીફ રાખે છે. અને હજરત અમીર હમજા (રદી) અને શોહદા એ ઓહોદ ( રદી ) ની પણ જીયારત કરે. અને ફાતેમા ( રદી ) ની મસજીદમા જઇને નમાજ પઢે. અને સનીવારે મસજેદે કોબામા જઇને નમાજ પઢીને દોઆ કરે. અને જયારે ( મદીનાથી ) રૂખસત થાય તો બે રકઅત મસજેદે નબવીમા પઢીને હજરત (અલ)ની કબર મોબારકની પાસે હાજર થઇને મજકુર તરીકાએ સલામ પઢે અને ફરી રૂખસત થઇને આવે. વલ્લાહો આલમો વ ઇલમોહુ અતમ્મ વ અહકમો અલ હમ્દો લિલ્લાહે રબ્બીલ આલમીન વસ્સલાતો વસ્સલામો અલા હબીબિહી સૈયેદેના મોહમ્મદીન વ આલેહી વ સહબીહી અજમઇન વ અલા જમીઇલ—મલાએકતે વલ અંબીયાએ વલ મુરસલીન રબ્બના તકબ્બલ મિન્ના વરજોક ના રેહાક હૈયવ વ મૈયેતં યારબ્બલ આલમીન આમીન સુમ્મ આમીન.[૨]

# સમાપ્ત

તા૦ ૨૭ રજબ સને ૧૩૨૧ હીજરીના જુમઆને દીવસ ચાશતના મુબારક વખતે આ કિતાબ નો તરજુમો કરવાથી મારી કલમે આરામ લીધો છે અલહમ્દો લિલ્લાહ ખુદા તઆલા એને કબુલ કરે. અને જેમ એ હાજીઓ માટે હજ્જ વિષે ભાથું તરીકે છે તેમ એ મારે માટે આખેરતનું ભાથું થાય આમીન વસલ્લ-લ્લાહો અલ નબી.

---

૨ અર્થ—અલ્લાહ વધારે જાણનાર છે અને તેનો ઇલમ સંપુરણ તથા મજબુત છે સર્વ સ્તુતી અલ્લાહ સર્વ જહાનના પાલનાર માટે છે અને દોરૂદ તથા સલામ તેના હબીબ અમારા સરદાર મોહમ્મદ ઉપર તથા તેમની આલ ઉપર તથા તેમના તમામ સહાબા ઉપર તથા તમામ ફિરશતા, અંબીયા, અને રસુલો ઉપર થાય ઓ અમારા પરવરદીગાર તુ અમારૂં કબુલ કર અને જીવતા તથા મરતા તારી ખુશી અમને આપ ઓ સર્વ જહાનના પાલનારા ! આમીન ગુ૦ મો૦

# પ્રસ્તાવના.

## ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્તા

અલ્લાહ તઆલા માટે હજારો હજાર હમ્દ તથા શુકર છે કે જેણે અમારા ઇમાનની રૌનક વધારવાના તરેહ તરેહના માર્ગ બનાવ્યા કે તે પર ચાલવુ તે ઇમાનને ખીલવવુ છે અને નહીં ચાલવુ તે ઇમાનને મુરઝાવવુ છે અને હજાર હજાર દોરૂદ અને સલામ તેના હબીબ સરવરે આલમ હજરત મોહમ્મદ માટે છે કે જેવણે તે માર્ગોને ખુલા કર્યા અને તરેહ તરેહના બયાનથી તે સર્વથી આગાહ કર્યો તથા તેમની આલ અસહાબ તથા સર્વ મુસલમાનો માટે છે.

એ પછી ગુલામ મોહમ્મદ બી. હાજી હાફેજ સાદેક અરજ કરે છે કે ગુજરાતી ભાષામા દીની કીતાબોની ઘણી જરૂર છે * અને તે જરૂરતનો કેટલોક ભાગ ખુદાએ તેના ફજલથી મારે થી પુરો કરાવ્યો છે અને બાકીના હીસ્સા પુરા કરવાની હું તેનાથીજ આશા રાખુ છુ તેના સિવાઇ કોઇ મદદનો કર્તા નથી.

મારી કીતાબ માલાબુદ મિન્હો અથવા અગત્યની વસતુમા જો કે અકાએદ નમાજ રોજો જકાત વગેરે કેટલાક વિષયોથી તે સંપુરણ છે પણ પાચ બીનાએ ઇસ્લામમા માત્ર હજજના વિષયની તેમા ખોટ હતી તે આ ચોપડી પૂરે છે. મેં તેમાં જે વાયદો કર્યો છે કે હુ હજજનુ ભાથું લખીશ

---

* આલમગીર (રહ)ના વખતમાં બનેલી કીતાબ ફીકહ હિન્દી જે તરતીબુસ સલાતના હાસીયાપર છપાઈ છે તેમા છે "ઈલમ શરીઅત સીખના જો કોઇ હોય જબાન*અરબી તુરકી ફારસી હિન્દી યા અફગાન ગુ૦ મો૦

તે આ કીતાબનેજ સમજવું એ હજજના બાબા તરીકેજ છે.

હજજના બયાનની ઉર્દૂમાં ઘણી કીતાબો છે અને તે મુંબાઇ વગેરે શેહેરોમાં છપાયલી મલે છે તે સર્વ કરતાં જુબ્દતુલ મનાસેકમાં ઘણી ઉમદગીની સાથે બયાન છે જેથી મે એનો તરજુમો કર્યો છે. એમાં કેટલાક મસલા એવા છે કે જે આપણા તરફના ઘણા હાજીઓને કદી કામ આવતા નથી પણ તે કર્તાની મેહનત તથા શોધ ખોલનું ફળ છે જેથી મે કંઇ પણ કમી નહીં કરતાં પુરેપુરી કીતાબનો તરજુમો કર્યો છે અને અરબી દોઆઓનો તરજુમો પણ નોટમા દાખલ કર્યો છે કે જેથી દોઆ કરનારાઓને લજત મળે. અને હજજના બયાનમા કેટલાક વપરાતા શબ્દોને મે અરબીમાજ રાખ્યા છે કે જેથી કોઇ જગ્યા વાંચનારને સમજ નહીં પડે તો ગુજરાતી નહી જાણનાર મૌલવીથી પણ તે શબ્દને આધારે સમજી શકે. એમ છતાં તે શબ્દોનો ખુલાસો પણ કેટલીક જગ્યા કરવામા આવ્યો છે.

આ કીતાબના મુળ કર્તાએ પોતાનું નામ તવાજો તથા કસરે નફસીને માટે લખ્યુજ નથી પણ તેવણ ગંગોહ જીલ્લે સહારપુરના રહીમ કુતબે જમા હજરત મૌલાના મૌલવી રશીદ અહમદ સાહેબ છે (ખુદા એમના ફેજને ચાલુ રાખે) કે જેવણ ઇલમે જાહેર તથા બાતેનના જામેઅ છે સેકડો એવણના મદરસાથી મૌલવી થયા છે અને હજારો ગુમરાહે, તહજીબુદ ગુજાર થયા છે. હજરત શાહ ફજલુર રહમાન ગંજ મુરાદાબાદી (રહ) કેહતા હતા કે હું મૌલવી રશીદ અહમદ સાહેબ ઉપર એક એવુ નુર જોઉ છુ કે જે આકાશ સુધી ઉંચે છે કુતબે આલમ હજરત હાજી ઇમદાદુલ્લાહ (રહ) પોતાની કીતાબ જેયાઉલ કોલુબ પૃષ્ટ ૬૦માં લખે છે "જે કોઇ મારેથી મોહબ્બત અકીદો તથા ઇરાદો રાખે છે તેણે મૌલવી રશીદ અહમદ સાહેબ તથા મૌલવી મોહમ્મદ કાસેમ સાહેબને મારી જગ્યામાં જાણે. કારણ કે એઓ જાહેરી અને બાતેની ઓલુમના સર્વ કમાલાતના જામેઅ (સંગ્રહ કરનાર) છે. એટલું જ નહીં પણ મારેથી ઉંચી પદવીના ગણે. અગર જો મામલો ઉલટો થયો કે એઓ મારી જગ્યામાં હતા અને હું તેવણની જગ્યામા હતો એઓની સંગતને ગનીમત જાણે કેમકે એવા લોકો આ વખતમા મલના નથી."

આ કીતાબમા તેમ બીજા હજજના ઉર્દુ રીસાલાઓમા માત્ર હજજના મસલાજ છે પણ તેમા શુબારીકી તથા નુકતા છે તથા એમા શું શું લાભ છે એ જો જાણવુ હોય તો "શાયતુશ શોકર" ફારસી વાચે એ કીતાબ ઘણી ઉમદા છે.

છેવટમા હુ વાચનારાઓથી આશા રાખુ છુ કે આ કીતાબમા મારેથી કંઇ ભુલ થઇ હોય તો તેને સુધારે ખુદા તેનો સારો બદલો આપશે. અને મારા હકમા તથા મુલ કર્તાના હકમા દુઆએ ખેર કરે અલ્લાહ કબુલ કરનાર છે

---

## જાહેર ખબર.

**માલા બુદ્દ મિન્હો** નામની જગત જાણીતી ફારસી કીતાબ મહા વિદ્વાન વલીયે કામેલ જનાબ કાજી સનાઉલ્લાહ પાણીપતી (રહ)ની રચેલી કે જે ઘણા શેહરોના ઘણા પ્રેસોમા ઘણી વાર છપાઇ માન પામી દરેક ઇસલામી મદરસાઓમા ચાલુ છે તેનો તરજુમો ગુજરાતીમા છપાયો છે મજકુર કીતાબનો તરજુમો ઉર્દુમા પણ થઇ ઘણો માનીતો થયો છે પણ તે ફકત કીતાબનો તરજુમો છે. અને ગુજરાતીમા કીતાબના તરજુમા સાથે તેની નોટોનો પણ તરજુમો થયો છે કે જેમા નમાજ, રોજા, જકાત, અકાએદ વગેરેના સેકડો મસલાઓનો મોટો ખજાનો સમાઇલો છે અને એજ કારણથી ફારસી માલા બુદ્દ મિન્હોની સાથે દરેક પ્રેસવાળાએ એ નોટને છાપી છે. એ **તરજુમો** ૬૦ રતલી ઉમદા કાગલ ઉપર છપાઇ બહાર પડયો છે કી. રૂ૦ ૧ પોષ્ટ વગર

**ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદેક**
**મુ૦ રાંદેર જીલ્લે સુરત.**